# સ્ત્રીજીવન

આ માસિક સાથે 'પદ્મિની' માસિકને જોડી દેવામાં આવ્યુ છે.

વર્ષ : ત્રીજું
અંક : ૧૨ મો

: સંપાદક :
મનુભાઈ જોધાણી

આસો ૧૯૯૮
ઑક્ટોબર ૧૯૪૨

આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં. ૭૧૫/૧ તા. ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટ્સ એજન્સીમા નં. ૪૫૭ તા. ૨૦-૨-૩૯થી મંજૂર થયેલ છે. મુંબઈ ઇલાકામાં શાળાલાયબ્રેરી માટે મે. એ. ઇ. સા. ના નં. ૧૭૬ તા. ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે. આ માસિક વડોદરા રાજ્યની શાળાઓ માટે અને લાયબ્રેરીઓ માટે પણ મંજૂર થયેલ છે.

## ગરબા અંક

આ અંકની છૂટક કિંમત : એક રૂપિઓ.

## સ્ત્રીજીવનના ગ્રાહકોને

જેમનું લવાજમ પુરૂં થાય છે તેમને આ અંકમાં ખબર આપવામાં આવેલ છે. તો તેમણે તેમનું લવાજમ રૂ. ૪–૦–૦ મનીઓર્ડરથી તરત જ મોકલી આપવું. નહિં તો આવતો અંક વી. પી. થી આવશે. આજની મોંઘવારીમાં વી. પી. ખર્ચના ૦–૪–૦ વધારે ખર્ચવા એ સલાહભર્યું નથી, માટે તરત જ મનીઓર્ડરથી રૂ. ચાર મોકલવા વિનંતી છે.

* પરદેશના ગ્રાહકોએ આઠ શીલીંગ મોકલવા.
* ગરબા અંકનો લાભ લેવા ઇચ્છતા નવા ગ્રાહકો શ્રાવણ ૯૮થી આસો ૯૯ના રૂ. પાંચ મોકલે. વૈશાખ ૯૮થી ચૈત્ર ૯૯ સુધીના ગ્રાહક થનારને જેઠનો ખાસ અંક, ભેટ પુસ્તક કલ્યાણી અને ગરબાઅંક પણ એમાં મળશે. ક્યારથી ગ્રાહક થવું છે તે મનીઓર્ડરના કુપનમાં લખવું.

—સંપાદક : સ્ત્રીજીવન

કોયલ શમા ટહુકારે
ટહુકતી ગુજરાતણોનું
# રાસ-નૃત્ય
એટલે જ
આપણા આંગણાનું
ગરબા સાહિત્ય




## યંગ ઇન્ડિયા રેકર્ડઝ
ના સંચાલકો
રજુ કરે છે
## નવ ગરબા રેકર્ડઝ

| | |
|---|---|
| પુષ્પા બ્હેન સંપત | ડી. એ. ૫૭૯૧ |
| પુષ્પા બ્હેન સંપત | ડી. એ. ૫૫૨૪ |
| શ્રીમતી મધુરિકા મઝુમદાર | ડી. એ. ૫૭૯૭ |
| શ્રીમીત જ્યોત્સ્ના મહેતા | ડી. એ. ૫૫૫૫ |
| શ્રીમતી સુમતી દરૂ | ડી. એ. ૫૫૨૭ |
| મણીબાઇ ગરબા પાર્ટી | ડી. એ. |
| મણીબાઈ ગરબા પાર્ટી | ડી. એ. ૬૧૦૦ |
| શ્રીમતી મલ્લિકા રાયજી | ડી. એ. ૬૫૧૩ |
| ગુજરાત મ્યુઝીકલ સોસાયટી | ડી. એ. ૫૭૭૧ |

સીન્ડીકેટ

[ વધુ વિગત માટે અમારૂં સચિત્ર કેટલોગ જુઓ ]

ગરબા રેકર્ડઝ માટે અમારા ઓથોરાઇઝડ ડીલર્સ પાસે ઓર્ડર નોંધાવો:—

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડઝ મેન્યુ. કંપની લિમિટેડ**

૧૧૦, મેડાઝ સ્ટ્રીટ, મુંબઈ-૧



# રૂસણાં

શ્રી. કેશવ હ. શેઠ

*

આવાં તે રૂસણાં શાને,
હો મોરલા ! આવા તે રૂસણાં શાને ?
થનગન—થનગન થાને,
હો મોરલા ! આવા તે રૂસણાં શાને ?
—આવા તે૦

સન્ધ્યાને કાંઠડે ચમકે છે ચાદલો,
રજનીના રૂપલા તાને :
હો મોરલા ! આવા તે રૂસણાં શાને ?
—આવા તે૦

કુંજો બોલાવે, તને મેરૂ મનાવતા;
મોઘેરા ! કોઈનું ન માને !
હો મોરલા ! આવા તે રૂસણાં શાને ?
—આવાં તે૦

રીઝે ના રઢિયાળી કલગીના કિરણે
ભીજે ના વાદળીનાં દાને
હો મોરલા ! આવા તે રૂસણાં શાને ?
—આવા તે૦

કિરીટે ગૂંથાય ત્હારાં નવરંગ પિંછડાં;
વિસારે શીદ પ્રભુતાને !
હો મોરલા ! આવાં તે રૂસણાં શાને ?
—આવાં તે૦

સૂની લાગે છે, વીર ! વનવનની વાટડી;
ચેતન જગાડ નૃત્ય-ગાને :
હો મોરલા ! આવાં તે રૂસણાં શાને ?
—આવા તે૦

માને તો વિનવું, માણીગર મોરલા !
પીયૂષ શારદાનાં પાને :
કલાધર ! આવા તે રૂસણાં શાને ?
—આવાં તે૦

" લીધાં ના રૂસણાં, ને ફોકટ શાં દૂષણો !
તડપું છુ ઢેલના તુફાને !
હો મેહુલા ! ઢેલડ મનાવવાને જાને "

# આપણું રાસ-સાહિત્ય

કુમારી ઈન્દુમતીબ્હેન મહેતા

અત્યારના યુગમાં રાસ શબ્દ બહુજ પ્રચલિત થયો છે. કવિશ્રી ન્હાનાલાલનુ આજથી લગભગ ૩૦ વર્ષ પહેલાં "ન્હાના ન્હાના રાસ" બહાર પડ્યું ત્યારથી રાસ શબ્દ આ અર્થમા શરૂ થયો. તે પહેલાં ગરબા કે ગરબી નામ વધારે પ્રચલિત હતું. તેનું સ્થાન હવે રાસ શબ્દે લીધુ છે. મ્હેં પણ આ પ્રચલિત અર્થજ વાપર્યો છે—ગરબાગરબી, પદ એ રીતે ગાઈ શકાય એવાં બધાં જ કાવ્યોનાં અર્થમાં.

ગરબી વિષે સ્વ. નરસિંહરાવભાઈ 'મનોમુકુર ભાગ ત્રીજા'માં લખે છે કે "મ્હારી માન્યતા પ્રમાણે તો ગરબીનો પિતા દયારામજ હતો. ગરબીનુ સાહિત્ય દયારામ કવિથી જ શરૂ થયેલું માનવામાં હું ભૂલ્ય કરતો હોઉં એમ લાગતું નથી." સ્વ. નરસિંહરાવભાઈ જેવા ચોક્કસ વિદ્વાન આવો અભિપ્રાય દર્શાવે એની અવગણના કરતાં પહેલા ઘણો વિચાર કરવો ઘટે છે આ અભિપ્રાય સ્વીકારતા ઘણુ સાહિત્ય બાદ કરવું જોઈએ. નરસિંહ, મીરાંના પદો જે ગરબી તરીકે ગવાય છે તેને શ્રી નરસિંહરાવભાઈ ગરબી તરીકે ગણવાની ના પાડે છે. પણ નરસિંહ મીરા પછી ભાણુ દાસની ગરબીઓ મળી આવી છે. એમા તો ગરબી શબ્દ જ વાપર્યો છે. એટલે તે વિષે તો શંકા દર્શાવી શકાય તેમ નથી. વળી લોક સાહિત્યમાં પણ કેટલીક ગરબીઓ છે જે દયારામ કરતાં તો જૂની છે. એટલુ જ નહિ, પણ કેટલેક અંશે દયારામ પણ એના પુરોગામીઓનો ઋણી છે એવુ એ બધા કવિઓની કૃતિઓ જોતાં પુરવાર થાય છે સ્વ. મણિલાલ નભુભાઈ 'સુદર્શન ગદ્યાવલી'મા લખે છે કે "પ્રેમાનંદે જેમ જૂના આખ્યાનોમાથી



યથેચ્છ ભાગો લઈ પોતાનાં કાવ્યો રચ્યાં એવું દયારામે પણ કર્યું છે. ભાલણ, ધોળણ, ગજે, નરસિંહ મહેતો એના કેટલાક કવિની કવિતાઓ સારરૂપે, કે ઘણીવાર તો આખી ને આખી આ કવિ પોતાની કરી બેઠેલા છે. તેથી જ એવી બધી બાબત બાતલ કરતાં એમનું પોતાનું જે અવશેષ રહે તેને હિસાબે તેઓ દ્વિતીય વર્ગમા આવવાને યોગ્ય ઠરે છે"

આ ચર્ચામાં અત્યારે ઉતરવાનો અવકાશ નથી એટલે માત્ર અંગુલિનિર્દેષ કરીને જ આગળ ચાલીશ.

અત્યારે અતિ પ્રચલિત થયેના રાસ શબ્દની ઉત્પત્તિ જોતી જોઈએ. પહેલાં તો ગોળ ફરીને ગવાય એ રાસ કહેવાતો. અત્યારે તો ગોળ ફરવાની પણ આવશ્યકતા નથી કવાયતના સ્વરૂપમાં પણ ગવાય છે. અત્યારે ગરબામાંથી

## સ્વપ્નલેખા



દીઠી મેં આજ સખી, એક સ્વપ્નસુંદરી !
અધઉઘડી ડોલરની કલિકાશી દેહલતા,
અજબ સૌન્દર્યતણી વેલ :
સ્પર્શે શણગાર જ્યાર એના એ દેહને,
ખીલી ઉઠે પ્રતિભાની હેલ !
દીઠી મેં—
નાનીશી વાટિકામાં પર્ણે છૂપાયલું,
જાણે કોઈ નાજુકડું ફુલ :
કાવ્યતણી કંડિકાશી રમ્ય રૂપલેખા,
-પ્રતિમા એ સ્વપ્નની અતુલ !
દીઠી મેં—
નજરે ચઢે ત્યાં ચઢે સ્મરણે ફરી ફરી,
પ્રગટ્યા કરે એ હંમેશ :
જન્મે છે કલ્પનામાં એ તો ફરી ફરી,
નિતનિત અવનવે વેશ !
દીઠી મેં—
જાગે છે ગુપ્ત આનન્દની અધીરતા,
મુજ સ્વપ્નદશાને ઉર :
પાલવ ઢાળીને કરૂં એને હું વન્દના,
ભાવનાની સૃષ્ટિ મધુર !
દીઠી મેં—

જનાર્દન પ્રભાસ્કર

ગોષ્ઠી" "ચાતુરી છત્રીશી" અને "શૃંગાર માળા"માં ઘણા રાસ છે.

ત્યારપછી જનસમાજને મીરાંબાઇએ ઘેલો કર્યો. એનાં રાસ ઘણાં પ્રચલિત છે.

"ક્યાં ગયો રે પેલો મોરલીવાળો" વગેરે. નરસિંહે ભકત હોવા છતાં સંસાર કેવળ ત્યાગ્યો ન્હોતો. એણે તો કુંવરબાઈનું મામેરૂં ને શામળશાનો વિવાહ કર્યો. ભલે અલિપ્ત ભાવે, પણ સંસારની બધી યે રૂઢિઓ પાળી.; જ્યારે મીરાંબાઈએ સંસારનો કેવળ ત્યાગ કર્યો. એણે તો ગિરધર સાથે સાચાં લગ્ન કર્યાં. એ રીતે મીરાંબાઈ પહેલી ક્રાન્તિકારી સ્ત્રી ગણાય. પ્રભુનો કોલ આવતાં સંસાર છોડ્યો.



મીરાં વિષે ઈતિહાસે જે શોધખોળ કરી છે તેને લીધે દંતકથાએ જે Romance ઉભો કર્યો હતો તેનું કેટલુંક આકર્ષણ જતું રહ્યું. પણ એ તો થોડા અભ્યાસીઓનાં મનમાં. બાકી લોકો તો એ Romance ભૂલશે નહિ. એણે તો મસ્ત બની ગાયું કે—

"વરવું ત્હારે વિઠ્ઠલવરની સાથ,
બીજાનાં મીંઢળ નહિ બાંધું."

મીરાં સ્ત્રી હોવાથી સ્ત્રીના હૈયાભાવ એણે બરાબર આલેખ્યા છે. અને એના અલંકારો-રૂપકો, ઉપમાઓ વગેરે સ્ત્રીયોચિત છે. એટલે-જ સ્ત્રીઓએ સારી રીતે સત્કાર્યાં. "મુજ અબળાને મ્હોટી મીરાત બાઈ." એ મીરાંનું પદ સ્ત્રી વર્ગમાં બહુ જ પ્રચલિત છે.

મીરાંનાં કાવ્યોમાં શૃંગાર પણ સંયમી છે અને એમાં પ્રાસ અનુપ્રાસ આપોઆપ આવતા લાગે છે.

"પ્રેમની, પ્રેમની, પ્રેમની, મને લાગી કટારી પ્રેમની." એટલુંજ નહિ પણ એના રાસમાં એક જ પ્રાસ ઠેઠ સુધી ચાલી આવે છે.

નરસિંહ અને મીરાંના કાવ્યો સરખાવીએ તો નરસિંહનું "ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી." એ કાવ્ય વર્ણનાત્મક લાગે છે અને એ જ ભાવનું મીરાંનું કાવ્ય "હાં રે કોઈ માધવ લ્યો માધવ લ્યો" dramatic છે. એથી એની ખૂબી વધે છે: જનતાના હૃદયને એકદમ અસર કરે છે. મીરાંની પ્રેમની અને વૈરાગ્યની તમન્ના બહુ સરળ રીતે વર્ણવી છે. એમાં પ્રયત્નપૂર્વક નહિ, પણ સ્વાભાવિક રીતે કલા આવેલી દેખાય છે. "મુખડાંની માયા લાગી રે" એ વૈરાગ્યના કાવ્યમાં પણ શુષ્કતા દેખાતી નથી.

જ્યાં સુધી ગૂજરાતી કવિતા જીવશે ત્યાં સુધી મીરાંનાં કાવ્યો જીવશે.

નરસિંહ મીરાં પછી ગૂજરાતમાં આખ્યાન



યુગ શરૂ થાય છે. પ્રેમાનંદે મ્હોટે ભાગે આખ્યાનોજ લખ્યાં છે. પ્રેમાનંદનાં આખ્યાનોમાં રાસ તરીકે ગવાય એવી દેશીઓ છે. પણ એ છુટક ગવાતાં નથી. એની "ભ્રમર પચ્ચીશી" માં ગવાય એવાં ગીતો છે.

ત્યારપછી રાસ એક નવુંજ વલણ લે છે, અને તે માતાનાં ગરબા. વચલા ગાળામાં રામ

## વિયોગિની



ગાજે ગગને મીઠો મેહુલો રે,
ઝીલે ધરણી વ્હાલમ સાદ,
ભીંજે ભીંજે સુહાગી ચુંદડી રે.
નાચે કુંજે થનગન મોરલો રે
રાચે ઢેલડ પ્રીતમ પાદ–ભીંજે ભીંજે.
ડોલે વનમાં રસભર આંબલો રે
ઝૂંકે વેલડ એને ઉર–ભીંજે ભીંજે.
ઘૂમે આભને તોરણ મેહુલો રે,
રેલે વીજળી તેજલપૂર–ભીંજે ભીંજે
વીંટે આભલાં પૂનમ ચાંદલો રે
ઝૂરે પોયણી સરવર નીર–ભીંજે ભીંજે.
ઝૂલે હીંચકે મદભર કામિની રે
ઉડે વાયરે આછાં ચીર–ભીંજે ભીંજે.
વરસે વાદળી મોંઘાં મોતીડાં રે
હરખે ઘરઘર રસિયાં જન–ભીંજે ભીંજે.
ઝીલે સરવર સારસ બેલડી રે
થાપે પરવશ પ્રાણ ને તન–ભીંજે ભીંજે
મુઝવે મનને ઘેરાં વાદળાં રે
પજવે વીજળીના ચમકાર–ભીંજે ભીંજે.
વ્હેલા વ્હેલા તે આવો વ્હાલમા રે
મુજને મેહુલો મારે માર:
ભીંજે ભીંજે સુહાગી ચુંદડી રે.

કુ. ઈલા

## હિંડોળો



(ઢાળ: શાને લીધા મારા શ્યામ,
અબોલડા શાને લીધા રે)

પગની જરાક ઠેસ
લાગી ન લાગી ત્યાં,
ઉંચાં આભલાં વિંધાય:
હિંડોળો મારો ગગને ચઢે છે.

નીચે જમીન જરા
દીઠી ન દીઠી ત્યાં,
આંખડીએ આંસું પુરાય:
હિંડોળો મારો ગગને ચઢે છે.

ધરતી ને આભ બન્ને
જૂદા જણાય તોય
આંખોમાં એકઠાં સમાય
હિંડોળો મારો ગગને ચઢે છે.

**જયમનગૌરી પાઠકજી**

બંધ હતા એમ માનવાનું કારણ નથી. ગુજરાતની આમજનતામાં લોકગીતો તરીકે ગવાતાં હતાં એટલુંજ નહિ પણ માતાના રાસ પણ વલ્લભ પહેલાં હતા.

ભાણદાસે (સંવત ૧૭૦૭) માતાના ગરબા રચ્યા હતા. જેમાંનાં ૧૦ અત્યારે મળી આવ્યા છે, જે અપ્રસિદ્ધ છે. એ ઉપરથી લાગે છે કે વલ્લભે નવી શરૂઆત નથી કરી. ભાણદાસના ગરબામાં કવિત્વ દેખાય છે. એનો "ગગનમંડળની ગાગરડી" એ રાસ તો બહુજ સુંદર છે. વલ્લભનો "ગાગરનો ગરબો" બહુ વખણાયો છે પણ એની પહેલાં ભાણદાસે જે કલ્પના કરેલી એ આબેહૂબ—બહુ જ જૂજ ફેરફાર સાથે—વલ્લભના ગરબામાં ઉતરેલી દેખાય છે.

વલ્લભના ગરબાઓમાં એક વિશિષ્ટતા દેખાય છે અને તે એ કે, એના ગરબાઓ સ્ત્રીપુરુષો બન્નેમાં ગવાતા. કેટલાક સ્ત્રીયોચિત છે અને કેટલાક પુરુષોચિત છે. દાખલા તરીકે "ધનુષ-ધારી"નો ગરબો. એ પુરુષોમાં જ ગવાય છે. બીજી વિશિષ્ટતા એ છે કે, માતાજીના ગરબામાં એ એક જ છે. જેમ વાર્તામાં શામળ, આખ્યાનમાં પ્રેમાનંદ, ગરબીમાં દયારામ તેમ શક્તિના ગરબામાં વલ્લભનું સ્થાન છે.



પછી આવ્યો ગરબીનો સાચો સ્વામી દયારામ. એણે વલ્લભના ગરબામાં સુકુમારતા આણી. માતાની ભક્તિને બદલે નરસિંહની

જૂની પ્રણાલી પ્રેમલક્ષણા શરૂ કરી. સંગીતનું સારૂ જ્ઞાન અને ભાષાનું અસાધારણ પ્રભુત્વ એનામાં હતું એને ગૂજરાતી, મરાઠી, સંસ્કૃત, વ્રજ વગેરે ભાષાઓ આવડતી વળી એણે ઘણી યાત્રાઓ કરેલી એટલે કુદરત અને મનુષ્ય જીવનનું અવલોકન સારૂં હતું. પરિણામે એમની ગરબીઓ જીવંત બની.

એમની ગરબીમા ચાતુરી, અનુપ્રાસ, પ્રાસ, ભાર વગેરે દાખલ કર્યાં. કટાક્ષ પણ દેખાય છે. એટલું જ નહિ, પણ એમના કાવ્યોમાં જુદા જુદા પ્રકારની નાયિકાનાં વર્ણન પણ જોઈ શકાય છે. એ ઉપરથી જ એમને નારીહૃદયના સાચા જાણકાર તરીકે પિછાનીએ છીએ. સ્ત્રી-હૃદયના વિવિધ-ભાવો આબેહુબ આલેખ્યા છે એમનુ "શ્યામ રંગ સમીપે ન જાવુ" એ કાવ્ય તો ઉત્તમ રસિકતા દાખવતુ કાવ્ય છે. એમની કૃતિઓમાનું એ તો એક મહામૂલુ રત્ન છે.



કવિશ્રી ન્હાનાલાલ કહે છે એમ "આપણા દેશે તો રામ ને રમરાજવી કે એક ને અજોડઃ વૈષ્ણવ કવિવર દયારામ" ગરબીના પિતા કરતાં પણ દયારામ કલાત્મક અને ભાવભરી ગરબીના

## સોણલિયે !



એક ગૂજરાતણુ મીઠી,
સુહાગણુ દીઠી સોણલિયે !
પ્રલયવંટોળને ગૂંથ્યો અંબોડલે,
વદને વિપ્લવકેરી જ્યોતિ !
સુહાગણુ દીઠી સોણલિયે !
સ્મિતહિંડોળ જગતભાગ્યને ઝુલાવતી,
નેણલે ગગનગંગ વહેતી !
સુહાગણુ દીઠી સોણલિયે !
કલા-કલાપ સાદી સાડીએ સંકેલતી,
ચાંદલિયે ચૌદ લોક પ્રોતી !
સુહાગણુ દીઠી સોણલિયે !
પ્રભુતા પ્રેરતી, વીરતા ઉછેરતી,
પાવંન પગલે પનોતી !
સુહાગણુ દીઠી સોણલિયે !
સુરે સંજીવની, ઉરે છે ક્રાન્તિ-ઝાળ,
યુદ્ધના આમંત્રણુ દેતી !
સુહાગણુ દીઠી સોણલિયે !
નવીન વિધાનની વિમળ વિધાત્રી,
પૂર્વે પૃથ્વીમાં જોઈ ન્હોતી !
સુહાગણુ દીઠી સોણલિયે !

કરસનદાસ માણેક

## વર્ષાની વાદળીઓ



વર્ષાની વાદળીઓ ઘૂમે, ઘેરે ને જો
કરે નિશદિન, કૃષ્ણાકારઃ
વ્હાલમાની વાગે જો વાંસળી !

રવિશશી તારા વિણ, ઘનશ્યામ ગર્જે
નાચે વાયુ ને જળ ધાર
કોને ગોતે ઝબૂક વીજળી ?

રંજને વસુન્ધરાને, રીઝવે રસેશ કંઈ
પ્રાણી વનસ્પતિને અપારઃ
ઋતુરાજની રીત રળીયામણી !

સુન્દર વરની કરે સુન્દરી આરાધનાઃ
શૃંગારે, સ્નેહે, સંસારઃ
વત્સલ હૈયે ધરે વધામણી !

ચાતુર્માસને સંયોગે, દમ્પતી–
પાળે વ્રતતપ બની એકતારઃ
માનવ કરે વિભૂતિ–વાવણી !

લલિત

પિતા વધુ કહી નમય. એને મધુર સ્વાંગ તો એણે જ પહેરાવ્યા.

ત્યારપછી આપણે ત્યા નવીનયુગ એટલે સુધારાનો યુગ બેઠો. જેમાં લાગણીનું તત્વ ઓછુ થયુ અને નવી કેળવણીના પ્રતાપે બુદ્ધિનું તત્વ વધ્યુ અને બોધનુ તત્વ આવી ગયુ. ખરી રીતે કવિતામા (information) માહિતી. (Advice) સલાહ કે (Advertisement) જાહેરખબર અથવા પ્રચાર ન હોવા જોઇએ, પણ ગોળે વીંટીને બોધ આપવો જોઇએ. રસ એટલે રસની વૃદ્ધિ એટલે એમા ભાવને પ્રાધાન્ય મળવુ જોઇએ. આ યુગમા કાવ્યોમાં આ બોધનું ને પ્રચારનું તત્વ આવી ગયુ. સ્વ. નવલરામનું "મા મ્હને નિશાળે મૂકને પાપ લાગુ મા" એમાં સીધુ પ્રચાર કાર્ય અને બોધનું તત્વ આગળ પડતું દેખાય છે. બીજુ એમની ગરબી "છોડીઓની ઉજાણી" એમા બધી ખાવાની વસ્તુની એક યાદી આપી છે. તેમજ એમની "ગુજરાતનો વનસ્પતિ વૈભવ"માં બધી પ્રકારના અનાજની માહિતી છે.



સ્વ. દલપતરામનુ "કેરી સૈયર જેનો કંથ રે તેના પૂરણ પાપ" આ પ્રચારલક્ષી બની ગયુ છે. આ રાસમા અસ્થાને ગણાય. અત્યારે પણ આ તત્વ ઘુસી ગયુ છે ખરૂ. નવા સ્વાંગ ધરીને એ તત્વ આપણી સમક્ષ ખડું થાય છે. દલપતરામના 'સીનાજીના ઘોળ' બહુ પ્રચલિત છે. અને "સાથે રાખો સ્નેહથી' એમા લાગણીનું તત્વ

સુંદર રીતે આલેખાયું છે, માટે એ બહુ પ્રચલિત થયું. એ જ રાગનો બીજો ગરબો.

"સતી સીતા સીધાવતાં સાસરે
આવ્યાં જનક રાજા તણી પાસ
રાખી મન આશ, લેવા શિખવેણરે"

એમાં વિષય, રાગ, પ્રાસ, વ્યક્તિ એક જ હોવા છતાં ઉપલું આના કરતાં વધુ પ્રચલિત થયું, કારણ કે એમાં ભાવ છે અને રાસમા ભાવનું જ આકર્ષણ છે.



નર્મદાશંકરનું "સાંજની શોભા તે રળિયામણી" એમાં કુદરત દાખલ કરવામાં આવી છે. નવલરામનુ "ગુજરાત"નું કાવ્ય, એમાં પણ કુદરતનાં દર્શન થાય છે.

બાપાલાલ ભાઇશંકર ભટ્ટની "ગાજે પાટણપુરમાં" એ બહુ પ્રચલિત થયુ. એ વર્ણનાત્મક હોવા છતાં ભાવ ઘણો છે. અને એમા ઇતિહાસ શીખવવાનો ઉદ્દેશ નથી.

ત્યારપછી નરસિહરાવ આદિ પંડિતયુગનાં કવિઓએ રાસ લખ્યા. નર્મદે શરૂ કરેલ કુદરતનું વર્ણન નરસિંહરાવે આગળ ધપાવ્યું. એની પહેલાંના કવિઓ કરતાં એમની ગરબીઓ કંઈક સફળ થઇ ગણાય. એમણે કુદરત ચીતરી. પણ કેવળ પ્રકૃતિ વર્ણન જનતાથી બહુ ઝીલી ન શકાયું. વળી એમનામાં સુધારાનું દૃષ્ટિબિન્દુ દેખાય છે અને એમા પણ એમનો કરુણ રસ ઘેરા લાગે છે. એમનામાં કવિત્વ છે, ભાષા, વિચાર અને ઊર્મિનું તત્વ પણ જોઈ શકાય છે, છતા જૂના કવિઓ જેટલા લોકપ્રિય ન થઇ

## નેનમિલન



લાખ લાખ આંખોથી આભ મને ચૂમતું,
લાખ લાખ સોણાંની રાતઃ
કોને કહું મારા હૈયાની વાત?

દૂર દૂર ડુંગરિયે વાતી'તી વાંસળી,
ગાતી'તી અલબેલાં ગીતઃ
કોને કહું મારા હૈયાની પ્રીત?

જોગી ઝૂલંત મારી પાંપણને પાંદડે,
છોડીને જુની જમાતઃ
કોને કહું મારા હૈયાની વાત?

રમતી'તી જોબનની જમનાને કાંઠડે,
આવી ઊભો એ અતીતઃ
કોને કહું મારા હૈયાની પ્રીત?

આ કાંઠે સોણલાં ને ઓલે અલબેલડો,
વચ્ચે વિમાસણનો ઘાટઃ
કોને કહું મારા હૈયાની વાત?

લાખ લાખ ધબકારે હૈયું આ કંપતું,
મારી મૂંઝાણી'તી મીટઃ
કોને કહું મારા હૈયાની પ્રીત?

વેણીભાઈ જ. પુરોહિત

# મોગરાનાં ફૂલ



કેવાં મ્હેકે છે આજ મ્હારા મોગરાનાં ફૂલ!
હાંરે મોગરાનાં ફૂલ એવાં યૌવન અમૂલ;
મ્હેકે છે આજ મ્હારા મોગરાનાં ફૂલ !

ગાલ કરી લાલ પેલાં બેઠાં ગુલાબ !
અહો ! સૃષ્ટિની આજ કેવી સોહંતી છાબ!
કુંજ ગુંજી રહંત, ભ્રમર ભમતાં આકુલ !
મ્હેકે છે આજ મ્હારા મોગરાનાં ફૂલ !

બોલે બાપૈયા મોર કુંજ કોયલ ટહુકંત
આજ આવલડું વારી જાય કોને વસંત ?
ઝૂલવે હૈયાનો હાથી આજ જોબનની ઝૂલ !
મ્હેકે છે આજ મ્હારા મોગરાનાં ફૂલ !

આજ નવલા પવંન, આજ નવલાં ગગંન,
આજ હૈયે ચગી છે કોઈ મિઠ્ઠી અગંનઃ
કોઇ આવો સુહાગી ! મ્હારે કરવું કંઈ ડૂલ,
મ્હેકે છે આજ મ્હારા મોગરાનાં ફૂલ !

રમણિકલાલ અરાલવાળા



શક્યા એનું કારણ ગરબીઓ વગેરે સ્ત્રીઓ માટે લખાય છે અને સ્ત્રીઓ સુધારો નહિ પણ ભાવ માંગે છે. દૈનિક જીવનના ભાવો રસમગ્ન કરે. સામાન્ય સ્ત્રી વર્ગને જીવનના પ્રશ્નો સમજવા અઘરા પડે; એ પંક્તિ યુગના કવિઓનાં કાવ્યો સુશિક્ષિત વર્ગ માટે છે તેઓ એ વાંચતા નથી. મનુષ્યને તો રોજના સર્વ સામાન્ય ભાવોમાં રસ છે, કારણ કે એ ભાવો સર્વ સ્થળે ને સર્વ કાળે સનાતન છે. દાંપત્ય પ્રેમ, કુટુંબ પ્રેમ કે કુટુંબ કલેશ–એમાં વધુ રસ લઈ શકાય.

એ યુગના બીજા કવિઓના કેટલાક રાસ પ્રચલિત થયા છે ખરા. સ્વ. કાન્તનું "મ્હેમાનો ઓ વ્હાલાં" ને "ચાલોને સૈયર ઉજ્જ્વળ જીવન જળ ઝીલવાને જઈએ રે" આ બે ગરબીઓ સ્ત્રીઓએ ખૂબ ઝીલી છે. મણિલાલ નભુભાઇનું "ગમને આજ પ્રેમની ઝલક" કાવ્ય ગરબા સમારંભમાં જાણીતું થયું છે.

આપણા રાસ સંગ્રહકોએ શ્રી ગોવર્ધનરામભાઈના પણ એક બે રાસ નોંધ્યા છે. "મા! સુંદરગિરિથી ઉતર્યાં બીરદાળી મા" એ થોડી ઘણી પ્રસિદ્ધિ પામ્યો છે, એટલું જ નહિ, પણ રાસ સંગ્રહકોની ચકોર દૃષ્ટિએ "સ્નેહે મ્હાલતી "નો રાસ કવિ કલાપીને નામે પણ નોંધ્યો છે.

આ પંક્તિ યુગનાં કવિઓનાં રાસ લોક ઝીલાતા નથી થયા. જેમ સાક્ષરોનાં નાટકો શાળા કૉલેજમાં જ ભજવાય છે, એમ રાસનું પણ થયું છે. એ પ્રજાનો વારસો નથી થઇ શક્યો. એનું એક કારણ ભાષા પણ છે. સ્વ. નરસિંહરાવભાઇએ ઢાળ તો જૂના લેવાનો પ્રયાસ કર્યો છે પણ "કામણ દીસે છે" ને "શીખ સાસુજી દે છે રે" એ દયારામના પ્રચલિત ઢાળો પસંદ કર્યાં છતાં નરસિંહરાવભાઈની ગરબીઓ જનસમાજનું મન રીઝવી શકી નહિ એ બધા કવિઓ કરતાં તો નાટકકારોએ ગરબ

વધારે પ્રસિદ્ધ કર્યા રણછોડભાઈ ઉદયરામ, વાઘજી આશારામ, ડાહ્યાભાઇ ધોળશાજી, મૂળશંકર મુલાણી વગેરેએ.

"ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર" અને "પૂનમ ચાંદની ખીલી પૂરી અહિં રે" એ ગરબાઓ તો સ્ત્રીઓને જીવ્હાગ્રે હતા. આ નાટકકારોના જ ગરબાઓ સ્ત્રીઓએ વધારે ગાયા.

' અર્વાચીન સાહિત્યમાં ખરો રસયુગ તો કવિ શ્રી ન્હાનાલાલથી બેઠો. જેમ દયારામે જન સમાજને લગની લગાડી, તેમ ન્હાનાલાલે ભાવની ભરતી આણી. ન્હાનાલાલની વિશિષ્ટતા એ કે, એમણે કાવ્યમાંથી બોધા બોધાત્મક તત્ત્વને એક અપવાદ "શિયળને સંભાળો" સિવાય—કાઢી નાખ્યું એમણે મનુષ્ય હૃદયના સાશ્વત ભાવોને આલેખ્યા છે. ભાષાની દૃષ્ટિએ તો મ્હોટે ભાગે સાક્ષરી લેખાય, જ્યાં ભાન પરિચિત અને ઢાળ લોક ઝીલાતા ને વિવિધ પસંદ કર્યાં. એમાં યે ખાસ કરીને આપણા કંઠસ્થ લોક સાહિત્યના ઢાળ પ્રચલિત કર્યાં છે. દયારામે રાધાકૃષ્ણને નામે ગાયો તે એમણે ચોકખા શબ્દોમા દાંપત્ય પ્રેમ ગાયો. ઢાળ, ભાવ, ભાષા, અલંકાર એ બધી દૃષ્ટિએ એમણે સુધારો કર્યો અને રાસને કલાત્મક બનાવ્યા. કુદરતનું વર્ણન પણ મનુષ્ય હૃદયના ભાવની પીઠિકા માટે જ છે, એટલે કુદરત ને મનુષ્યનો યોગ્ય સમન્વય હોવાથી એમના રાસ હૃદયંગમ બન્યા. નરસિંહરાવભાઈના કેવળ કુદરતના વર્ણનો લોકો ન ઝીલી શક્યા તે કવિ શ્રી ન્હાનાલાલના મનુષ્યના હયા ભાવથી રંગાયેલ કુદરતને અપનાવી શક્યા, છતા પણ એકંદરે જોતાં જનસમાજને આ રાસો પણ ભારે પડ્યાં. એનું કારણ શું? એ રાસોમા સૂક્ષ્મ રસિકતા આલેખી છે અને એ સમજવાની રસજ્ઞતા બહુ ઓછાને વરેલી હોવાથી એ શિક્ષિત કરતાં પણ રસિક વર્ગમાં જ ઘણા ઝીલાયા. દયારામની ગર-

## 'વાદળીને ઘેરી'



વાએ તે વાદળીને ઘેરી એલી પાંદડી!
વાએ તે વાદળીને ઘેરી રે લોલ:

વીજળી તે આભે ખૂબ ખેલી એલી પાંદડી!
વીજળી આભે ખૂબ ખેલી રે લોલ

અષાઢે કીધી હેલી એલી પાંદડી!
અષાઢે કીધી હેલી રે લોલ.

મોરલે કરી છે કેલી એલી પાંદડી!
મોરલે કરી છે કેલી રે લોલ.

ખીલ્યા છે વૃક્ષ વન વેલી એલી પાંદડી!
ખીલ્યાં છે વૃક્ષ વન-વેલી રે લોલ.

આવી શરદ અલબેલી એલી પાંદડી!
આવી શરદ અલબેલી રે લોલ.

ચાંદની રહી રસ રેલી એલી પાંદડી!
ચાંદની રહી રસ રેલી રે લોલ.

સખીઓ બની છે ઘેલી એલી પાંદડી!
સખીઓ બની છે ઘેલી રે લોલ.

ઘૂમી ઘૂમી રાસ લે નવેલી એલી પાંદડી!
ઘૂમી ઘૂમી રાસ લે નવેલી રે લોલ.

શાન્તિકુમાર પંડ્યા

# ગુર્જર વીરાંગના



ઝૂકે જંગમાં રે !
રંગમાં રે ! ઉરના ઉમંગમાં :
ગુર્જરી વીરાંગના.
સહુ સંગમાં રે !
રંગમાં રે ! ક્રાંતિના પ્રસંગમાં :
ગુર્જરી વીરાંગના.
નિર્મળી નીતરે નેણુ મહીંથી,
શ્રદ્ધાનો અવતાર;
રણચંડી શાં લોચન ખોલે,
ઝરતા ત્યાં અંગાર.
થર થર કંપે એને દીઠી,
સત્તાના ગુલામ;
ધ્વજ ત્રિરંગી હાથે સોહે,
અદ્દભૂત એનુ કામ.

સ્ફુર્તિ અંગમાં રે !
રંગમાં રે ! ન્હાતી શૌર્ય–ગંગમાં :
ગુર્જરી વીરાંગના.
મુક્તિ જંગમાં રે !
રંગમાં રે ! ખેલતી ઉમંગમાં :
ગુર્જરી વીરાંગના.
એને કોણ હઠાવે જેને, શક્તિનું વરદાન,
સ્વતંત્રતાને લેવા નીસરી, દેવાને બલિદાન:
ભારતમાની સાચી પૂજારણ,
સેવા જેનો શ્વાસ;
ધન્ય જીવનિયુ કરવા કાજે,
જાગ્યા છે અભિલાષ.
મા–ઉછરંગમાં રે !
રંગમાં રે ! મ્હાલશે–સુરંગમાં :
ગુર્જરી વીરાંગના.
મુક્તિ જંગમાં રે !
રંગમાં રે ! ખેલતી ઉમંગમાં :
ગુર્જરી વીરાંગના.

મૂળજીભાઈ પી. શાહ

બીઓ જેટલી જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી તેટલી ન્હાનાલાલની કેમ ન થઈ? એમાં આપણી સામાજીક સ્થિતિ કેટલેક અંશે જવાબદાર છે.

એમના ભાવનાવાદ માટે બહુ ટીકા થાય છે; પણ ગોવર્ધનરામભાઈ કહે છે કે

What is a Vision to day, may be a reality to-morrow.

એમ "સખી કાલનાં સ્વપ્ના રે આજ મ્હારે સાચા પાડયાં." જગત્ પણ ભાવનાને મૂર્તિમંત થતી જોશે: કેટલીક એવી સૂક્ષ્મ લેખાતી ભાવનાને સ્થૂલ સ્વરૂપ લેતી જોઈએ પણ છે.

કવિ શ્રી ન્હાનાલાલ પછી લોકસાહિત્યનો જુવાળ આવ્યો. શ્રી. મેઘાણીએ લોક હૃદયનો અણમૂલ ખજાનો પ્રજા સમક્ષ મુક્યો. "રંઢિયાળી રાત"ના ચારે ભાગે ગૂજરાતની જનતાને ગાંડી કરી. શ્રી મેઘાણીનાં કંઠમાધુર્યે લોકગીતોને વધુ લોકપ્રિય બનાવ્યાં.

શ્રી. રાયચુરાએ પણ એ દિશામાં સારો પ્રયાસ કર્યો છે.

# નેડો



*

તારે ને મારે નેડો હો લોલણી!
તારે ને મારે નેડો રે લોલ:
ગમ્યો ગવનનો છેડો હો લોલણી!
તારા ગવનનો છેડો રે લોલ. ૧

વે'લા પરોઢની વાતો હો લોલણી!
ઝાંખા પરોઢની વાતો રે લોલ:
મીઠો મીઠો વાયરો વાતો હો લોલણી!
ધીરો ધીરો વાયરો વાતો રે લોલ. ૨

ધરતીની ફોરમ મોંઘી હો લોલણી!
ધરતીની ફોરમ મોંઘી રે લોલ:
કેવડો ને કસ્તૂરી સોંઘી હો લોલણી!
કેવડો ને કસ્તૂરી સોંઘી રે લોલ. ૩

સૂડલા ટોવા જાતા હો લોલણી!
સૂડલા ટોવા જાતાં રે લોલ:
માળે ચડીને ગીત ગાતાં હો લોલણી!
ઝાડે ચડીને ગીત ગાતાં રે લોલ. ૪

બાંધીને ગીતનો હિંડોળો હો લોલણી!
બાંધીને ગીતનો હિંડોળો રે લોલ:
બાંધેલો આપડે ઝોલો હો લોલણી!
બાંધેલો જીવનઝોલો રે લોલ: ૫

કંઠમાં કોયલનો માળો હો લોલણી!
કંઠમાં કોયલનો માળો રે લોલ:
ટોકે ગજાવતી સીમાડો હો લોલણી!
ટોકે ગજાવતી સીમાડો રે લોલ. ૬

મેલીને માળાની માયા હો લોલણી!
ઠેલીને માળાની માયા રે લોલ:
ગોતી તેં આંબાની છાયા હો લોલણી!
આઘેના આંબાની છાયા રે લોલ. ૭

દૂર દૂર ફરકે છે છેડો હો લોલણી!
તારા ગવનનો છેડો રે લોલ:
છેડે ગાંઠ્યો છે મારો નેડો હો લોલણી!
ગાંઠ્યો છે છેડે મેં નેડો રે લોલ. ૮

બાલમુકુન્દ દવે

પછી કવિ બોટાદકરના રાસે જનસમાજને આકર્ષ્યો. એમનામાં પ્રાસ, અનુપ્રાસ, અને પ્રાસાદિકતા છે. એમણે સંયુક્ત કુટુંબનાં ગીત ગાયાં. એમના ઉપર લોકગીતની અસર ખૂબ દેખાય છે. ન્હાનાલાલની સૂક્ષ્મ રસિકતાને બદલે એમણે કુટુંબના સામાન્ય ભાવો જ આલેખ્યા. બોટાદકરે આર્યકુટુંબની ઉજ્જવલ બાજુ બતાવી. "સખી સાસુ તણા સુખ શાં કહું રે!" લોકસાહિત્યમાં ઉજ્જવલ ને કરુણ બન્ને બાજુ દેખાય છે. "કપરા સાસરીઆમાં જીવવું" "વીર બાંધવને વખડાં પાયા" અને "આજરે સપનામા" જેવા પ્રસન્ન સંસારને પણ ચીતર્યો છે. કવિશ્રી. ન્હાનાલાલે બહુજ રસિક માર્ગ ગ્રહણ કર્યો. એમણે બોટાદકરની જેમ કુટુંબને અતિ મીઠું યે ન બનાવ્યું, તેમ લોકસાહિત્યની જેમ વડિલોને કપરાં ને કટુ પણ ન બનાવ્યાં, પણ એમણે તો દાંપત્યની મસ્તીથી વડિલ વર્ગને વેગળો રાખીને કસુમલ રંગ જ ગાયો. એટલે

## સંધ્યા



પચરંગી ચુન્દડીને ઓઢી ઉમંગથી
સંધ્યારાણી પાણી સંચર્યા જી રે!

ઊંચેરા આભ કેરી નીચી અટારીએ
પૃથ્વીના ચોક કેરી પાળે જી રે!

ગગરી સોનેરી એક માથે દીસે છે
રૂપલા ઈંઢાણી રંગ રાખે જી રે!

પગમાં ઝાંઝરિયાં ને હાથે કંકણુ કૈં
રૂમઝુમ કરંત પંથ કાપે જી રે!

મલકંતું મુખડું ને સોનેરી અંગ એ
પ્રભા પૂનિત એની લાગે જી રે!

રજની સાહેલી એની ધીરેથી આવતી
પંથે કુંકુમ રંગ ભાળે જી રે!

થંભે સૂરજદેવ જોવા ઘડીક તો
ચાંદો ચંચળ થઈ આવે જી રે!

સૂરજનું રાજ દેખી છૂપેલા તારલા
સંધ્યાને મીટ માંડી ભાળે જી રે!

છોટાલાલ થેકડી

એમના રાસોમાં દંપતીની રસિક અને નિરંકુશ મસ્તી દેખાય છે.

ખબરદાર પારસી હોવા છતાં લોકહૃદયના ભાવો સુંદર રીતે આલેખી શકે છે. જો કે એમનામાં મૌલિકતા બહુ નથી નજરે પડતી, છતાં એમના રાસોએ સમારંભોમાં સ્થાન લીધું છે.

કેશવ હ. શેઠ ઉપર ન્હાનાલાલની તેમજ અત્યારની રાષ્ટ્રીય ભાવનાની અસર ખૂબ દેખાય છે. એમના રાસ સ્ત્રીસમુદાયે ઠીક સત્કાર્યા છે.

અત્યારના યુગના કવિઓએ પણ રાસસાહિત્યને સારી રીતે સમૃદ્ધ કર્યું છે. શ્રી. સુંદરમનું "રંગ રંગ વાદળીયાં" શ્રી. ઉમાશંકરનું "ભોમિયા વિના" વગેરે રાસો ઉચ્ચ કોટિનાં છે. સ્નેહરશ્મિ, દેશળજી પરમાર, ત્રિભૂવન વ્યાસ એનાં "સૂનાં મંદિરીયા મ્હાંય." ને "ખોબા સમોવડી" રાસો બહુ પ્રચલિત છે. શ્રી. મેઘાણી, ઉપેન્દ્રાચાર્ય, રાયચુરા, જનાર્દન પ્રભાસ્કર, દુર્લભજી જોષી, અંબાલાલ પટેલ વગેરે અનેક રાસ લેખકો છે.

આ બધા સમકાલીન હોવાથી એનાં મૂલ્ય ઓછાં છે એમ નથી, પણ એક કલાકમાં ભાષણ પુરૂં કરવાની મર્યાદા એમની કૃતિઓની પુરી તપાસ કરતાં અટકાવે છે. એટલે પુસ્તકમાં જ એમનો વધુ પરિચય આપવા ધારૂં છું.

આ ટુંક ઇતિહાસ આપ્યા પછી અત્યારની રાસ ગાવાની પદ્ધતિ ઉપર બે બોલ બોલવા ઇચ્છા થાય છે. શ્રી. રામનારાયણભાઈએ રાસમાં પ્રવેશેલા સંગીતના તત્ત્વ ઉપર બહુ ચર્ચા કરી છે. એ સંગીતના તત્ત્વને લીધે રાસ ગાનામાં મંદતા આવી ગઈ છે. એ એમનાં મન્તવ્ય સાથે હું સંપૂર્ણપણે સંમત થાઉં છું. રાસમાં આલાપને જરાપણ અવકાશ નથી. શાસ્ત્રીય સંગીતની વિવિધ રાગ રાગણીઓ રાસના આત્માને હણી નાંખે છે. તેમાં વળી જુદી જુદી



જાતની સ્ટાઈલ (style) પેસી ગઈ છે. એથી આપણા રાસો ભાવને અનુરૂપ અભિનય નહિ, પણ માત્ર વ્યાયામના પ્રયોગો બની ગયા છે. ભાવને અનુરૂપ ઢાળ હોવાથી રાસમા જેમ જેમ અને ઉલ્લાસ દેખાય છે તે રાગરાગણીઓમા નથી દેખાતા. શાસ્ત્રીય સંગીત બતાવવા માટે સંગીતના જલસાઓ યોજવા એ વ્યાજબી છે, પણ લોકહૃદયના ભાવો પ્રદર્શિત કરવામા અજુગતુ લાગે છે એને પરિણામે રાસ ગાનાર ને ઝીલનાર ઉભય અલિપ્તભાવે ગાય છે નાટ્યના ભાવ સાથે ઓતપ્રોત થઈ ગવાના નથી આજે જીવનમા ગાનાની જરૂરીઆત કરતા સતાવવાની આવશ્યકતા વધારે જણાય છે, એટલે સંસ્થાના સમારભોમા ગવાય છે પર્વોને દિવસે નહિ.

વળી એથી ગરબાનુ વાતાવરણ ઉત્પન્ન થઇ શકતુ નથી કારણ કે ઋતુ પ્રમાણેના ગરબા નથી થતા વસંતના ગરબા શરદમા ગવાય ને શરદના ગ્રીષ્મમા એટલે જે ભાવને અનુરૂપ વાતાવરણ ઉભુ થવુ જોઈએ તે નથી થતુ કુદરતનો સહકાર નથી મેળવી શકાતો હૃદયનો ભાવ ભાવાનુ જેમ, કુદરતનો સહકાર, જીવનનો ઉલ્લાસ આ બધા તત્વોનો સુમેળ સાધી શકાય તો જ આ રાસો જગતનું સ્વરૂપ અને માનવીનુ જીવન બદલી શકે

સુરતમા શ્રી ઈન્દુબેને આ વ્યાખ્યાન આપ્યુ ત્યારે હાજર રહેલ એક સુરતના મિત્રે કરેલ નોંધ ઉપરથી.

## પ્રભાત



અનેરાં જગવે ઉર અભિલાષ
સુખદા પ્રભાતની રસલ્હાણુ.

વિલસે વસુધરાના હાસ,
સુખદા પ્રભાતની રસલ્હાણુ ધ્રુવ.

ઝરણાના મધુર નિનાદો,
પંખીના મંજુલ સાદો,
કુમકુમ છાંટણાં છંટાયઃ સુખદા૦

સમિર સુગન્ધિ વાયે,
ચેતન વિશ્વે પથરાયે,
રમ્યા લીલાવલી વિલસાયઃ સુખદા૦

સોનલ રવિરશ્મિ છૂટે,
નિશા ક્ષિતિજ દ્વારે છૂપે,
રોતી કુમુદિની વિલાયઃ સુખદા૦

નીલમ નીલી કુંજે,
પમરે રૂપલા પુષ્પપુંજે,
સુરબાલા સ્મિતશાં સુહાય. સુખદા૦

પ્રોત્સાહક અમલા હાસે,
અમીમય સૃષ્ટિ ઉલ્લાસે;
પ્રેરક નવજ્યોતિ ઝળકાયઃ સુખદા૦

પુષ્પા શુક્લ



# ઝાંઝરિયું

શ્રી. વાડીલાલ શાહ

ઝાંઝરિયુ રે ઝાંઝરિયુ,
ઝમક ઝમક બાજે.
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

ઘૂઘરિયું રે ઘૂઘરિયું,
ઘમક ઘમક ગાજે,
ઘમઘમ ઘેરી ઘૂઘરિયું.

ભાભલડી કહેતી ભાવ્યું છે,
મ્હારે સાસરિયેથી આવ્યું છે,
ચિત્ત મ્હારૂં ચમકાવ્યું છેઃ
મન મ્હારૂં નાચે,
ઝમક ઝમક બાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

મુજ ઝાંઝરનો ઝમકાર ઘણો,
પગલે પગલે ચમકાર ઘણો,
ઘેરી ઘૂઘરીનો ઘમકાર ઘણો :
રસભર ઉર રાચે,
ઝમક ઝમક બાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

હું પહેરું ત્યાં સહિયર આવે,
ક્યાંથી આવ્યું કહી શરમાવે,
મીઠલડું પણ પળ અકળાવે :
બબ્યું કહેતાં સુખ લાજે,
ઝમક ઝમક બાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

ઝાંઝર ઝમકે ને ઉર ચમકે,
એની યાદ મીઠી મુખડું મલકે,
સખી શરમાવે, પાંપણ પલકે :
હું મીઠલડી કાજે,
ઝમક ઝમક બાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

ઘેરી ઘૂઘરડીમાં ઘેન ભર્યાં,
એના ઘમકારે સુખચેન જડ્યાં,
સૂર મીઠલડાં સુંદર સર્યાં :
થનક થનક ગાજે,
ઝમક ઝમક બાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

એની કડી કડીમાં પ્રીત જડી,
પ્રીતમની 'મોંઘી પ્રીતલડી;
મ્હારી ઉરવાડી સંગીત ભરી :
ઘેલી ઘેલી બાજે,
ઝમક ઝમક ગાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

શું બોલે ઝાંઝર ઝમકારે,
કાં હું જાણું કે એ જાણે,
જીવન ચમકે એ ચમકારે :
ચમક ચમક થાજે,
ઝમક ઝમક ગાજે,
ઝમઝમ રૂપલા ઝાંઝરિયું.

# નનામો પત્ર

( જાપાની વાર્તા )

પુષ્કર ચંદરવાકર

જાપાની યુવક યુવતી જ્યારે પ્રેમમાં પડે છે ત્યારે તેઓ પરણવાની ઇચ્છા પોતાના વડીલો આગળ વ્યક્ત કરે છે અને લગ્નભેટ તરીકે દંપતી એક બીજાને સુવર્ણની રત્નજડીત વીંટીઓની આપ લે કરે છે. કોઈ વળી શણગારેલી, ઝીણી નકશીવાળી પેટી ભેટ આપે છે.

એવી જ આ વાત છે. ટોકિયોમાં એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેને એક પુત્ર હતો. તે પુસ્તકોની દુનિયામાં રચ્યો પચ્યો રહેતો હતો. પુસ્તકો સિવાય કશું જ તેના ખંડમાં દેખાતું નહીં. તે રાત દિવસ તેમાં જ મગ્ન રહેતો હતો.

એક દિવસે તેના પિતાને લખનારના નામ વિનાનો પત્ર મળ્યો. તેમાં લખ્યું હતુંઃ " તમારો પુત્ર તમારી પાડોશીની પુત્રી સાથે પ્રેમમાં પાગલ બન્યો છે. આ પ્રેમીઓ છૂપી રીતે એક બીજાને મળે છે. તેઓ લગ્ન કરવાનો વિચાર પણ કરી રહ્યાં છે. તો તમે સાવધાન રહેજો. તમારા ઉચ્ચ કુળમાં ચંદ્રની જેમ કલંકનો ડાઘ ન લાગી જાય. "

આ પત્ર વાંચી પિતા ચકિત થઈ ગયા. તેનો પુત્ર શું પ્રેમમાં મત્ત બની ગયો છે ? આથી બીજી આશ્ચર્યની વાત શું હોઈ શકે ? રાત દિવસ ચોપડામાં જ દટાઈ રહેનાર પુત્રે તે પુત્રીના મોં સામે જોવાની ક્યારે તક લીધી ને ક્યારે તે છોકરી પાછળ ગાંડો બની ગયો !

પિતાને શોક થયો. તેને લાગ્યુ કે વાત બગડતી હોય તો તેણે પુત્ર ઉપર ધ્યાન આપવું જોઈએ. તેણે તેની પત્નીની સલાહ લીધી.

" એમાં આશ્ચર્ય શા માટે પામવું ? બધા યુવાનો પ્રથમ તો છૂપી રીતે જ પ્રેમ કરે છે. તમે આપણી વાત ભૂલી ગયા ? આપણાં પ્રેમની વાત આપણાં લગ્ન પહેલાં કોણ જાણતું હતું ? "

માથું ખંજવાળતાં ખંજવાળતાં ગૃહસ્થે જવાબ આપ્યો. " હં. વાત તો સાચી છે. "

" તો પછી આપણાં પુત્રનું લગ્ન કરવાનું તો છે જ, એટલે છોકરીના માબાપને પૂછીને વાત પાકા પાયે કરીએ. "

છોકરાનો પિતા છોકરીનાં માતાપિતા પાસે ગયો. તેણે બધી વાત છોકરીના બાપને કરી. છોકરીનો બાપ ખૂબ આશ્ચર્ય પામ્યો. તેની છોકરી જેવી શરમાળ છોકરી આખા જાપાનમાં કોઈ નહિ હોય એમ તે માનતો. છતાં એ છોકરી આ છોકરા જોડે પ્રેમમાં શી રીતે પડી એ તેને નવાઈ લાગી; છતાં ભાગ્યવશાત આવો પૈસાદાર જમાઈ મળતો હોય તો ન જવા દેવો એમ તેને થયું. એટલે કન્યાના પિતાએ લગ્ન માટે સંમતી આપી.

આ વાત સાંભળી કન્યાની મા પણ વિસ્મય પામી બોલી : " છાની છાની આપણી છોકરી પ્રેમ કરે છે તેનો મને સ્વપ્ને ય ખ્યાલ ન હતો. ઠીક છે સુખી ઘર અને હોશિયાર વર મળે છે એટલે છોકરી સુખી થશે. "

ધીમે ધીમે લગ્નની તૈયારી થવા લાગી. એક દિવસ એ છોકરો પુસ્તકમાં આંખો ફેરવતો હતો ત્યારે તેના કાને શબ્દો આવ્યાઃ " પેલા પાડોશીની છોકરી સાથે છૂપી રીતે પ્રેમમાં પડ્યો છે તે આ જુવાન છોકરો ? ભલે ને વાત છૂપી રાખવા મથે, પણ સૂરજ છાબડે ઢાંક્યો રહે છે ક્યાંઈ ? "

પેલો યુવાનને આશ્ચર્ય થયું. તે બોલી ઊઠ્યોઃ " કઈ છોકરી ? કોની છોકરી છે ? "

# વાદળી



વાદળી ! કિયા મલકથી આવી !
વાદળી ! શા શા સંદેશડા લાવી !
વાદળી ! સર સર જો વાય છે વાયુ
વાદળી ! વાલમજીએ શું કહાવ્યું ?
વાદળી ! ચમચમ જો વીજળી ચમકે !
વાદળી ! અંતરમાં કોણ મારે ઠમકે !
વાદળી ! ગડગડ જો મેહુલો ગાજે !
વાદળી ! હૈયું હિલોળે ચડે આજે !
વાદળી ! આષાઢી રાત જામી !
વાદળી ! સપને આવે મને સ્વામી !

**સોમાભાઈ ભાવસાર**

તેના મિત્રો તેની આસપાસ ફરી વળ્યા. તેઓ યુવાનને પેલી છોકરી પાસે મજાક ઉડાવતા ઉડાવતા લઈ ગયા અને છોકરી સામે આંગળી ચીંધી એક તેને સીધો પ્રશ્ન પૂછયો: "આને તુ ઓળખે છે ?"

"ના, મેં તેને કદી જોઇ પણ નથી."

હવે યુવાન તે છોકરી સામે ધ્યાન દઇને જોવા લાગ્યો. તેણે રોમાંચ અનુભવ્યો. પુસ્તકોમાં જે તેણે કદી નહોતું જોયું, નહોતું અનુભવ્યુ તે તેણે આ છોકરીના મોં પર જોયુ. તે ચમક્યો. મન અસ્વસ્થ થયુ. પાછું સ્વાસ્થ્ય તેણે મેળવી લીધુ અને નજર ફેરવી લીધી. મિત્રો પડખે જ ઊભા હતા તેની તેને બીક લાગી કે, કદાચ તે લોક તેની મશ્કરી કરશે, પણ તેમનું ધ્યાન પણ પેલી યુવતી તરફ જ હતુ.

આ યુવતીએ કદી ય ધરતી માથેથી ઊંચી આંખે જોયુ ન હતુ, પણ તેને પણ કુતૂહલ થયુ. તેને વિચાર આવ્યો: "જેની સાથે તે ગુપ્ત પ્રેમ કરે છે એવી વાતો ઊડે છે તે યુવાન કોણ છે ?" તેણે જરાક નજર ઊંચે લીધી. તેની નજર પેલા જુવાન પર પડી, ન પડી ત્યાં તો તેણે નજરને જમીન સાથે જડી દીધી.

પેલો યુવાન અફસોસ કરવા લાગ્યો. તેને લાગ્યું કે, અફવા શુ સત્યમાં પરિણમશે ? તો તો ખરાબ નહીં કહેવાય ? યુવતીનું મન પણ શોકમાં ગરકાવ બન્યુ હતુ. પણ મિત્રવર્ગ ઘોંઘાટથી બૂમો પાડતો હતો : "હવે પાણીગ્રહણ કરી લો."

યુવક ખૂબ શરમાયો. તે બોલી ઊઠયો: "વાત સાચી હોય તો પાણીગ્રહણ કરું ને ! હુ સાચું જ કહુ છું કે એ યુવતીને મેં કદી જોઇ જ નથી. હુ એને ચાહતો નથી."

યુવાનની આ વાત પર કોઇને વિશ્વાસ બેઠો નહીં. કેટલાકે તો તેને મજાકમાં ઉડાવ્યો. પણ યુવક મક્કમ રહ્યો ને લગ્ન અટકયુ. ઘરે ઘરે, શેરીએ શેરીએ, તેની ખૂબ નિંદા થવા લાગી. છેવટે તે યુવતીનુ લગ્ન બીજે નક્કી થશે એવું સાંભળી પેલો યુવાન ખુશ થયો, પણ માણસો કંઈ હરી બેસે તેમ છે ? હવે તેઓ પેલા યુવાનની વાતો કરવા લાગ્યા : "આવું કરવું હતું તો પહેલેથી જ વિચાર કરી પગ મૂકવો'તો ને ! કોણે તેને ઊંડા કૂવામાં ઉતરવાનું નોતરું આપ્યું'તું !"

આ સાંભળી પેલા યુવાનને ખૂબ દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે, મારે આજીવન કુંવારા રહેવુ. ને લોકો જ્યારે તેને લગ્ન માટે પૂછતા ત્યારે જવાબ આપતો, "હું લગ્ન નથી જ કરવાનો."

પ્રથમ તો લોકોને આશ્ચર્ય થયું. પછી

અંદરોઅંદર વાતો કરવા લાગ્યા: "જરૂર, દાળમાં કંઈક છે, કોકમ હોય કે કોયલા હોય." વળી યુવાન મળતો ત્યારે લાગ મળતાં તેને ય પૂછી લેતા: "કેમ સાહેબજાદા, હવે પરણવું છે?"

તે જવાબ આપતો: "જે મને ન સમજી શકે, તેની સાથે પરણીને હું શું કરૂં?"

પેલા મશ્કરીમાં ઉડાવતા, 'વાહ જી વાહ.'

મામલો ખૂબ બગડતો ચાલ્યો, ત્યારે ખબર પડી કે પેલો નામ વગરનો પત્ર કોઈક મશ્કરા માણસે લખ્યો હતો. તેમાંનું કશું ય સાચું ન હતું

આ સાંભળી પેલો યુવાન ખૂબ ખુશ થયો. પણ સમાજ આ વાત માનવાને તૈયાર ન હતાં. તેઓ તો હાથતાળી દેતાં બોલતા: "આવુ કદી બને ખરૂં?"

યુવાન ખૂબ વિમાસણમાં પડી ગયો. તેણે વડીલોને, જ્ઞાતિજનોને બોલાવ્યા, "જો આપ કોઈની વાત સાચી માનવા તૈયાર ન હો તો હું તમારી સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું લગ્ન કરીશ નહિ. આ સંબંધને તોડી નાખો."

છેવટે આ સંબંધ તોડી નાખવો પડ્યો. સર્વે સ્થળે વાયુવેગે સમાચાર ફેલાઈ ગયા કે, હવે લગ્ન નહીં થાય, અને ત્યારે જ માણસોની શંકા પાર પડી. છેવટે વાત ભૂલાણી.

પણ યુવાને તે દિવસે પેલી યુવતીના મુખ ઉપર જે જોયું હતુ તે તેના હૈયા ઉપરથી ખસતુ ન હતું. પ્રેમની એ ચીનગારી પ્રજ્વળી ઉઠી અને તેણે પેલી યુવતીને તેની વીંટી મોકલી, આનંદ હૃદયે પત્ર લખ્યો. અને તે પત્રમાં તેના પ્રેમની માગણી કરી.

થોડાક દિવસ પછી એક માણસે આવી પેલા જુવાનના હાથમાં એક નકશીદાર હાથીદાંતની દાબડી મૂકી. પેલા યુવાને તે ખોલી. તેમાં હીરાજડિત હૃદયરંગ શી મુદ્રિકા જ હતી.

યુવાન અનિમિષ નયને મુદ્રિકા સામે જોઈ રહ્યો. ને...ને...ને તે મુદ્રિકાને ચૂંબ્યો.

## વાલમિયાને



(છેડો ઢળકતો મેલ્ય, અલી પાંદડી! એ ઢાળ)

આ તે તાં'રા શા ઢંગ,
અલ્યા વાલ્યમા, આ તે શા તાં'રા ઢંગ!
આયખાના ગાણામાં ભંગ,
અલ્યા વાલ્યમા, ગાણામાંઆયખાનાભંગ!

તેં તો પાવે મઢેલા મોતી,
'લ્યા વાલ્યમા, પાવે મઢયાં તેં મોતી;
ગોંદરે આવી મને તેં ગોતી,
'લ્યા વાલ્યમા, લાખમાંથી એકલી ગોતી.

તાં'રા પાવાના સૂર આજ નોખા,
'લ્યા વાલ્યમા, સૂર આજ પાવાના નોખા;
અન્તરમા રહેશે અળોખા,
'લ્યા વાલ્યમા, જોજે નો રે' એ અળોખા.

ગાતો'તો એવું તું ગાજે,
'લ્યા વાલ્યમા, ગાતો'તો એવું એ ગાજે,
ઉન્હા કાળજાને અમરત પાજે,
'લ્યા વાલ્યમાં, અમરતના ઘુંટડા પાજે

નટવરલાલ જાની



# 'સહિયર ને આવું.'

સૌ. ઊર્મિલા રજનીકાન્ત ભટ્ટ.

અલી આવી કે? વાર હજુ શાની? "હુ સહિયર ને આવું."
અલી ઠસ્સો કરે છે કા ગુમાની? "હુ સહિયર ને આવું."
અલી જોને આ ચન્દ્ર ચઢ્યો ફાગે "હું સહિયર ને આવું."
અલી ઘેલુ છે વૃન્દ ત્હારે રાગે. "હુ સહિયર ને આવું."
અલી ચાલ ને સાહેલી બધી આવી. "હું સહિયર ને આવું."
અલી જોને આ દીવડી ચેતાવી. "હું સહિયર ને આવું."
અલી જોવાતી એક રાહ ત્હારી. "હું સહિયર ને આવુ."
અલી શેનાં માગે છે માન ભારી? "હુ સહિયર ને આવું."
અલી જ્યારે ને ત્યારે તું તોફાની. "હુ સહિયર ને આવું."
અલી થાકી ત્હારાથી હવે માડી "હું સહિયર ને આવું."
અલી પહેલુ તે ગીત કોણ ગાશે? "હુ સહિયર ને આવું."
અલી કયાથી તો રાસ શરૂ થાશે? "હુ સહિયર ને આવું."
અલી સાળુ નવો નથી, શુ આપુ? "હું સહિયર ને આવું."
અલી રીસાઈ કેમ, કહેને બાપુ? "હું સહિયર ને આવું."
અલી છેલ્લી વિનંતી કરૂ હાથે. "હુ સહિયર ને આવું."
અલી આ ફેર આમ કા સતાવે? "હું સહિયર ને આવું."
અલી મટકી માથે ય સૌએ લીધી. "હું સહિયર ને આવુ."
અલી મારું કે કહે છે વાત સીધી? "હું સહિયર ને આવું"
"મ્હારો કોડીલો કંથ ઘેર આવ્યો છે સહિયર ને આવું.
કે'તો લૈ, આવું."

# રાસ-ગરબી



શ્રી. કનૈયાલાલ જ. રાવળ

રાસગરબા એ ગુજરાતનો બાપિકો વારસો છે; ગુજરાતને ઘરથી જ સદી ગયા છે; ગુજરાતી સાહિત્યની એ વિશિષ્ટતા છે. આ કલાસંપત્તિના પડછાયા પણ અન્ય દેશે ગોત્યા નહિ જડે. પંડિત ઓંકારનાથ આ ગરબાઓ જોઈ છક થઈ ગયા; ટાગોર તો મંત્રમુગ્ધ થઈ ગયેલા અને આ નવીનતાનો રોપ બંગાળમાં લઈ જવા માટે વિનવણી કરી હતી અને ગુર્જર-સ્ત્રીઓને ભાવભીનું આમંત્રણ આપીને આ કલાની ચિનગારીઓ ત્યાં ચાંપી. પરભોમમાં જેની ખેમોઢે પ્રશસ્તિ થાય અને જેના ઉપર પરપ્રાંતો વારી જાય એવા આપણા રાસગરબા છે.

રાસરમણની પ્રથા સાચવવાનું બહુમાન સ્ત્રીઓને ઘટે છે. કંઠોપકંઠ ઝીલી પચાવી તે ઊતારતી આવી છે. ગુજરાતમાં સાહિત્ય ફક્ત કંઠસ્થ હતું અને લેખન સગવડો જૂજ હતી ત્યારથી રાસ સ્ત્રીઓના કોમળ કંઠમાં પૂરાઈ, ઘૂંટાઈ, ગળાઇને પેઢાનપેઢી પરંપરાએ જળવાતા આવ્યા છે. મૂળ રાસઘડવૈયાઓ પુરુષો હશે, પણ સ્ત્રીઓએ આ ઘાટને મઠારી, રૂપ આપી, ઢબ આપી, લય આપી તેમાં પ્રાણ નીચોવ્યા છે. રાસમાં કલ્પના ચિત્રો, મનોભાવો ને કવિત્વ ચમકારા ઝળહળાવવામાં તેમનો હિસ્સો છે જ; પુરુષરચિત રાસગરબીમાં સ્ત્રીસુલભ સાહજિકતાનો રંગ તેમણે મેળવ્યો છે; ને રાસદીવડામાં દીવેલ સીંચી, જ્યોતને જલતી રાખી, સૌને મનરાવ્યા રાસનૃત્યોની રસલ્હાણ લૂંટવી છે.

રાસનું મૂળ પ્રભવસ્થાન સંઘમાં. સંઘ એ શક્તિ છે. લોકગીતો લોકસમૂહે રચેલા, એનો અર્થ એ કે, કોઈ પ્રતિભાશાળી અનામી કવિઓએ જોડી કાઢ્યા. પછી તેમાં લોકબુદ્ધિએ પગપેસારો કર્યો અને એ ગીતોને અનુકૂળ બનાવી લીધા. જેવો આ લોકગીતોનો વિકાસ છે તેવો જ જૂના રાસનો.

રાસના બીજાંકુરો નૃત્યના અભિનયમાં, સંગીતના સરોદમાં, લયની મસ્તીમાં ને કવિતાના કાવ્યત્વમાં મળી આવે છે.

નૃત્ય એ કુદરતી ઊર્મિ છે. માનવ શૈશવથી નાચવા પ્રેરાયો છે. આનંદઉભરો એનું પ્રેરણા-બળ છે. હર્ષનો અતિરેક થતાં માણસની ઊર્મિએ ઊર્મિ ઊછળી રહે છે, અંગેઅંગ હલી ઉઠે છે; તેમાં ડોલન, લાલિત્ય ને મરોડ આપોઆપ તરવરી રહે છે. 'શાકુન્તલ'નું ફ્રેંચ ભાષાંતર વાંચી જર્મન કવિ ગેટે માથે પુસ્તક મૂકી નાચવા મંડેલો. પોતાનું પ્રથમ કાવ્ય પ્રગટ થતાં ઉગતો કવિ ક્યાં નથી નાચવા લાગતો ? બાળકો પણ નૃત્યને હિલ્લોળે ચઢે છે, મોર પ્રસન્નતાથી નાચે છે. ડમરૂ સાથે તાંડવ ખેલતા શિવ કે બીજા દેવો નાચે છે. ઇન્દ્રસભામાં અપ્સરાઓ નાચે છે. અરે, આખા વિશ્વનું ભવ્ય રાસનૃત્ય જગતપ્રસિદ્ધ છે. નૃત્યમાં અંગોપાંગો થનગની રહે, રેલંછેલ બળની ધારાઓ વહી રહે, એ ઊભરાની સ્ફુર્તિ અભિનય વાટે ને સ્વર વાટે પ્રગટે છે.

સંગીત અથર્વવેદકાલીન જુનું છે.

ઉલ્લાસ નિર્ઝરતા માનવકંઠમાંથી સંગીતની સૂરાવલિ સરી પડે છે. એ લલકારમાં મનોરમ આકર્ષણ ને કુદરતી તાજગી છે. મોરલીનો નાદ

## પ્રલયંકાળ



હઠાવે ઘોર ગગન અંધાર,
ઘડીપળ વિદ્યુતની તલવાર;
નભમાં તિમીર જ્યોત ઝળકાર.

ગરજન ઘનરાજે શેં માંડયા?
બધીર હશે સંસાર;
નભજળ પૃથ્વીએ જ્યાં માંડયા,
શુદ્ધ ભેરી સ્વર સાર;
નભમાં તિમીર જ્યોત ઝળકાર.

આભે ગોળા ગડગડતા હો,
કાળ કરે પડકાર;
ઝંઝાવાતે અવનિ ધ્રુજતાં,
પ્રચંડ વીજ કડકાર;
નભમાં તિમીર જ્યોત ઝળકાર.

પ્રલય પ્રલય સૂર ગરજે શેંહા,
ભી ષ ણ હા હા કા ર;
અનાથ અપંગ અબળા બાળક,
હા અ ટ વા શે અવતાર;
નભમાં તિમીર જ્યોત ઝળકાર.

સળગે દિશે દિશ, કંપે વાયુ,
દાનવ હાસ્ય ભયકાર;
પ્રલય પૂરમાં ડુબશે આયુ,
ઘો ર શો ર ધ બ કા ર;
નભમાં તિમીર જ્યોત ઝળકાર.

**સૌ. હસુમતી ધીરજલાલ દેસાઈ**

સાંભળી કાળોતરો નાગેય ડોલવા લાગે, ને કુંપળો ચરતા હરણાઓ પણ કાન માંડી થંભી જાય, એવી જ રીતે મનુષ્યની સાથે કવિતા જન્મી, વાલ્મિકીએ ક્રૌંચવધ કર્યો ને કાવ્ય-જાહ્નવી અવતરી.

આ ત્રિવેણી–ગંગાનો સંગમ લોકોના ઉત્સવમાં થયો. કાલિદાસ કહે છેઃ उत्सवप्रिया खलु मानवाः । લોકોને અંતરઊર્મિઓ ઠાલવવાનું, રસઝરણાઓ વહાવવાનુ, જીવનસંગ્રામ જીતવાનું, નિર્વેદ નીવારવાનું, દુઃખ ભૂલાવે પાડવાનું આ *ઉત્તમ સાધન ગણાતું આવ્યું છે. ઉત્સવો* માનવવંશ જૂના છે. આફ્રિકાની જંગલી પ્રજાના ઉત્સવો જોતાં જણાય છે કે, ઉત્સવો જીવનમાં તારોતાર વણાઈ ગયેલા છે. ઉત્સવ વગર જીવનનો આનંદ, વિકાસ કે ઉત્કર્ષ નથી. અને હિંદમાં છે એટલા ઉત્સવોની હેલી બીજે કયે દેશે દેખા દે છે? એનાથી પ્રજામાં જોમ, ભક્તિની પરિશુદ્ધિ ને ભાવનાની સાત્વિકતા વધે છે. ઉત્સવો સંસ્કારિતાનું રખોપું કરે છે, એટલે તે માનવપ્રગતિની પારાશિશી છે. ઉત્સવો જેટલા વિશુદ્ધ, ભવ્ય, ઉન્નતલક્ષી, તેટલાં પગથિયાં માનવ મનોદશા ઊંચી. આમ ઉત્સવોમાં કલા, રસ, ને તત્ત્વની દૃષ્ટિ ઊંડીને સૂક્ષ્મ થતી જાય છે.

પ્રાચીનકાળના થરમાં કાવ્ય, ગેયતા ને નર્તનની જડ જામી રહેલી છે. અને લલકાર, નૃત્ય ને તાલની મિલાવટથી લયની જમાવટ થતી આવી છે. આપણા અત્યારના ગીતો જુના ગીતોના ઢાળમાં ઢાળેલા, પણ સંસ્કાર શુદ્ધ થયેલાં છે; તેવીજ રીતે આજના નૃત્યો સંસ્કાર-કલાથી પ્રસર્યા છે. ઉદયશંકર વગેરેનાં પૌરસ્ત્ય નૃત્યો કલા, સુરુચિ, ભાવના, ને આધ્યાત્મિકતાની નજરે કોઈપણ દેશના નૃત્યો કરતાં સુઢી વા ગિયાં છે. ભારત નૃત્યો પુનર્જન્મ પામે છે; એનાપાવલોવા, સિમ્કી, રાગિનીદેવી, કનકલતા કે રૂકમિણી દેવીના નૃત્યો ઉચ્ચ ભાવનાના પ્રતિક

છે. જંગલી લોકો ઉત્સવનૃત્યોમાં "વાઘનું લોહી પીઓ" એવાં ગીતો ગાઈ દેહધર્મને પ્રાધન્ય આપે; પરંતુ સંસ્કારનો, સંસ્કૃતિનો, કલાનો ઘમંડ માથામાં રાખી બીજાને તુચ્છકારનાર અત્યારનાં પશ્ચિમના નગ્ન નૃત્યો કેવળ ઇંદ્રીયગમ્ય, કામોદ્દિપક ને સ્થૂળશૃંગારની માઝા મૂકનાગં છે! તેમાં જાતીય વૃત્તિ બહેકાવવાના અને વંઠેલી નીતિની અધોગતિના નખરાવેડાં છે!

આવી રીતે આપણાં ઉત્સવ પ્રસંગે ભક્તિભાવ દર્શાવવાના શુભ આશયથી સાહજિકવૃત્તિને નૃત્ય, લલકાર, ને કાવ્યત્વની નીકો દ્વારા બહલાવવામાં, આંતરગૂઢ ભાવોને વ્યક્ત કરવાની મનોવૃત્તિમાં, જીવનની ઉલ્લાસમંજરીઓ મ્હોરાવવામાં, લોકપ્રેમ પોષવામાં, જીવનઘર્ષણ ટાળવામાં આ રાસ અગત્યનો ભાગ ભજવતા આવ્યા છે. દુઃખભાર હળવો કરવામાં, વેદના વિસારે પાડવામાં, નિરાશા ઉશેડવામાં, ઘસવ થાય એટલો પ્રાણ ખોબયે ખોબયે પાવામાં રાસખેલન કામણ કરી જાય છે.

નૃત્ય એકાદ વ્યક્તિનું હોય છે; ગરબા એ સમૂહનૃત્ય છે, સમૂહગીત છે, સમૂહવાદન છે.

જેમ ચારણી સાહિત્યમાં 'ડિંગ કવિતા ને કહેણી'નો સમન્વય છે, તેમ ગરબીમાં ગીત, નૃત્ય, અને વાદ્યનો અથવા નાચ, તાલ ને સૂરનો સમન્વય છે. આ ચારણી સાહિત્ય પણ રાસની જેમ કંઠોપકંઠ ઉતરતું આવ્યું છે. કાઠિયાવાડની બીજી વિશિષ્ટતા તે આ ચારણી સાહિત્ય.

ચારણી સાહિત્ય ને રાસ સાહિત્ય; બંને સરલ છે, લોકપ્રિય છે, લોકે ઝીલેલાં ને રેલાવેલાં છે; કવિતા સાહિત્યના બીજા અંગોમાં અર્થઘનતા, વિદ્દદ્ભોગ્યતા, નરી વાચ્યતા, ને ચિંતનશીલતાની કાંકરીઓ.. વધુ કઠતી લાગે છે, જ્યારે આ બે કાવ્યપ્રકાર લોકજીભે રમે તેવા, લોકકંઠેથી ઝરે એવા, લોકહૃદયને સોંસરા વીંધી નીકળે તેવા, ને લોકકંઠે વિનાવિલંબે ચડે તેવા છે, એની ના કોણ કહેશે? પૃ.

## સોનાની બંગડી



સોનાની સુન્દર બંગડી રે લોલ,
બંગડી રે લોલ:
હીરે જડેલ એની હાર્ય જો,
વળી મોતી અખંડ એમાં શોભતાં રે લોલ.
સોનાની૦

સોનીએ ઘડેલ એવી બંગડી રે લોલ,
ઝબકે માણેક રત્ન જડાવજો;
એમાં કારીગરી અણમોલ છે રે લોલ.
સોનાની૦

ઘુઘરીઆળ એવી બંગડી રે લોલ,
મધુર નાદ સુણાવતી જો;
કર્ણે સદા રણકારતી રે, લોલ.
સોનાની૦

ધન્ય સોનીડા તને ધન્ય છે રે લોલ,
સુંદર ઘડયો છે એનો ઘાટ જો;
સૌભાગ્ય તો એ સુચવતી રે લોલ.
સોનાની૦

સૌ. વસુમતી દ્વિવેદીયા

## મહિયર



( નાગર વેલીઓ રોપાવ એ ઢાળ )

ફૂલની કુંજ શી રળિયાત,
શીળી છાંયા મહિયરની;

નાનપણાની મોંઘી, મિરાત,
મીઠી માયા મહિયરની.

જ્યાં છે પ્રેમામૃતની વૃષ્ટિ,
સલૂણી સ્નેહની છે સૃષ્ટિ;

દૃષ્ટિ વ્હાલભરી ભલિભાત,
શીળી છાંયા મહિયરની.

જ્યાં આનંદ તણા કલ્લોલો,
જ્યાં સંતોષ તણી છતછોળો;

બિછાવી છે જ્યાં નેહ બિછાત,
શીળી છાંયા મહિયરની.

માન સરોવર જેવું મીઠું,
જગમાં પિયર બીજું ન દીઠું;

જય જય એનો હો દિનરાત,
શીળી છાંયા મહિયરની.

સુક્તા મંગળજી શાસ્ત્રી

ગાંધીજી સાહિત્યમાં જે નિખાલસતા, સરળતા ને વેધકતા માગે છે તે અહીં જ કોરી રહ્યાં છે. ગાંધીજી કહે છે કે લોકઝીલે તે સાહિત્ય; અને તે લોકપ્રિય હોયજ. લોકપ્રિયતા મેળવવા માટે કાવ્યનો એકગુણ ગેયતા છે. અને લોકગીત જેવી કે રાસ જેવી ગેયતા બીજે ક્યાં છે? રાસની ગેયતા વાળાં ગીતકાવ્યો વખણાઈ ચૂક્યા છે–કવિ મુશાયરામાં કે રેડિઓપર કે જલસામાં: એ સત્યની નામકર કોઈ જશે નહિ. જ્યાં જ્યાં હૃદયના સાચા, સરલ ને સહૃદય ભાવો જાગ્યા છે ત્યાં ત્યાં લોકોએ એ ભાવ ઉપાડી લેવામાં પાછા ડગ નથી ભર્યાં, પણ તેની પાછળ ગાંડા બન્યા છે.

પ્રો. બ. ક. ઠાકોર રાસને 'હળવું સાહિત્ય'નો સરપાવ આપે છે. છોને એ હળવું રહ્યું; નાનો તોય રાઈનો દાણો ! એ ગુર્જરનારીના નાકના ન્હાનકડા મોતી સમુ છે. એ હળવું છે તોય જનહૈયું હલાવે તેવું છે. સાહિત્યમાં એ ગૌરવ રૂપ છે. ગુજરાતી સાહિત્ય એનાથી ઊંચું માથું રાખી શક્યુ છે. કેટલાક ખ્યાલના ખીલાઓ ગુજરાતમાં ઊંડા માથાડૂબ ધરબાઈ ગયા છે: જેટલુ ચિંતન ખચિત તેટલું કાવ્ય ! અર્થઘન એ સારૂં કાવ્ય ! ' ને અગેય એટલુ સરસ કાવ્ય ! ! ! પૃથ્વીમાં અવતારેલ એટલું અનુપમ ! ને એય સોનેટ હોય તો સર્વોપરિ ! ! ને દુર્બોધ હોય તો ? બસ હદ થઈ !

રાસ વિચારનુ ભારણુ જીરવી ન શકે, ગહન ફિલસુફી કે ચિંતન લાદતાં તેની કેડ ભાંગી પડે; અને ગંભીર ભવ્ય વિષયો પણ રાસની ખૂબીને વણસાડે છે. એટલું કબુલ કરવું જોઈએ કે એ ફક્ત શ્રી ન્હાનાલાલ જેવાની કલમને કોડે પડયાં હોય છે.

શહેર કરતાં ગામડામાં આ સંઘગીતોએ–રાસોએ પ્રબળ પથગવ પાથર્યો છે. હિન્દ ગામડામાં વસે છે, ને ગામડામાં સમૃદ્ધવૃત્તિ જોરદાર હોય છે: વાવણી વખતે, લાણી ટાણે,

કાલા ફોલવાના, શેરડી પીલવાના કે ઘાણો ટીપતાં પ્રસંગોએ સંઘકાર્યો સારો ઉપાડ લે છે. એટલે આ રાસ પણ સંઘગીતો છે. અને આર્યાવર્તની ભક્તિપ્રિયતાએ રાસમાં ભાવુકતા મેરવી દીધી છે.

રાસ શું છે તે જોઈએ: રસની ઝડીઓ વરસાવે તે રાસ; રસભર્યું નૃત્ય તે રાસ. સૌરાષ્ટ્રના રાસ ને રાસડા; અને ગુજરાતના ગરબી–ગરબા. રાસ કૃષ્ણના ને ગરબો માતાનો. રાસડા ધમકભર્યા, રાસ ઉછળતા; અને ગરબી ગરબા સૌમ્ય. સ્ત્રીઓ રાસડા લે ને પુરુષો રાસ લે. ગરબી બેઠાં બેઠાંય લેવાય, પણ ગરબો તો ગોળ ફરીને જ. કાઠિયાવાડમાં પણ પુરુષો ગોળ ફરતાં ફરતાં ગરબી હિંચમાં લે છે ને તેમાં જોસ આવે છે. પુરુષો દાંડિયા લઈને રમે, ને સ્ત્રીઓ હાથતાળીથી રમે. સ્ત્રીઓ પાછી ફરીને એક તાળીનો કે સામી તાળીનો રાસડો લે તે ગરબા કરતાં જોસિલો તો ખરો પણ થોડો કલામય લાગે. પરંતુ ત્રણ તાળીના રાસડામાં તો અંગમરોડ એટલો વધે છે કે આ ધમધમાટી લાબો વખત પહોંચી શકતી નથી. ગરબો 'ચગે' છે અને રાસડો 'ચડે' છે. રાસ ને ગરબી ટૂંકા ઊર્મિરૂપી Lyric જેવાં છે; તેમાં એકજ ભાવ આવે. જ્યારે રાસડામાં ને ગરબામાં અનેક ભાવ આવે છે તેથી તે લાંબા, વર્ણનાત્મક, કે કથાત્મક હોય છે. આ સૌમાં ઝાંઝરની ઘુઘરીના ધમકારા ઘણી અસર ઉપજાવે છે.

શ્રી ન્હાનાલાલ કહે છે: "રાસ એટલે ફુલડું ન્હાનકડું, સૌંદર્ય સુગંધવાળુ, રાસનો છોડ કૃષ્ણે ગુર્જર ભૂમિમાં રોપ્યો છે, રાસ એ કૃષ્ણદીધો વારસો છે." સાહિત્યમાં કાવ્યો ઉત્તમ; તેમાંય ઊર્મિકાવ્ય; અને ઊર્મિકાવ્યમાં ગેયકાવ્ય ઉત્તમ, અને તેમાંય રાસ. નાટ્ય એટલે માનવવાણીનો સ્વયંભૂ ઉદ્રેક. આમ રાસમાં કાવ્યત્વનું અકૃત્રિમ તેજ ઝળકી ઊઠે

## વિશ્વની વીણા



વાગે વિશ્વની વીણા,
સુર ગુંજતા ઝીણા,
મીઠા દર્દભર્યા ગાન
ક્યાંથી ઝરતા હશે ?
શરદ ચાંદલો શીળો,
ઉગે નિર્મળો, ધીરો,
એના તેજનાં નિશાન
ક્યાંથી સરતા હશે ?
સાગર આ સંસારનો કાષ્ઠ સમાં મનુબાળ,
યોગાનુયોગે મળે, છૂટાં પડે તત્કાળ :
પૂર્વજન્મનાં ઋણે
પ્રાણી વિશ્વમાં ઘૂમે;
એવાં યોગનાં નિદાન
ક્યાંથી જડતાં હશે ?
સૂર્ય ચન્દ્ર ને તારલા મંડળ વ્યોમ અનેક
બ્રહ્માંડે ઘટમાળની ગતિ તણા અતિરેક
પાપ પુણ્યનાં ફળો,
જીવ ખેંચતાં બળો,
ભેદ એના અગાધ
ક્યાં ઉકલતા હશે ?
કિરતારની કલા,
પાર પામવા, ભલા,
કોઈ તપનીનાં તેજ
ક્યાં ઉતરતાં હશે ?

કુ. મંગળાગૌરી દાણી

## આભ મીનારે



ખીલે આભ મીનારે,
પૂરવને પગ થારે;
અરૂણ આભ મીનારેઃ

ઉષા ઉઘડે કુંકુમ પગલે,
કંચન ઢોળે અઢળક ઢગલે....ખીલે૦

કળીએ કળીએ કિરણો વરસે,
કુમુદ શાને ટળવળે તરસે....ખીલે૦

સંધ્યા થાશે, ચન્દ્ર ચમકશે,
પોયણીની પાંખે ટમકશે;
અમૃતની રસધારે............ખીલે૦

જયકુમારી પટેલ.



છે. "રાસગરબી એ રસ, વિચાર, ભાવ, રચનાકલા ને ઊર્મિની દૃષ્ટિએ સંપૂર્ણ કાવ્ય છે." ( રા. વિ. પાઠક ). ગોપીના કે પ્રેયસીના લાડ, મનીષા, વ્હાલમને સંબોધન, ઉરઉછંગ, મનોમંથન વગેરે વિષયો રાસક્ષમ છે, મહદંશે તેમાં શૃંગારનો ભાવ ફરકી રહે છે. એનું ધ્રુવપદ એટલું તરલ, શ્રવણ મધુર ને સદાય ગુંજી રહે તેવું હોય છે કે તે ચિત્તને હલાવી નાખે છે. આમ રાસની લયમધુરિમા સારાય મનપર એટલી ચોટ જમાવે છે કે પ્રો૦ રાવળ કહે છે તેમ તે વિવેચકોની કલમને હેઠે મૂકાવી તેમને પોતાને નાદે ડોલતા કરી મૂકે છે. કથીર છે કે સાચું ખમીર છે તે અહીં જણાઈ આવે છે.

"નવાયુગના રાસ 'રાસડાઓ' મટી રાસ બન્યાં. નવા રાસ આંગણાં છોડી અગાશીએ ચડ્યા; તાળીઓના તાલ તજી તબલાની પાસે ગયા, શરણાઈનો સૂર ત્યજી દિલરૂબા અગર હારમોનિયમની સાથે ઢળ્યા. ધરતીના રાસ રાસ મટયા." એ શ્રી. મેઘાણીની ટકોર હૈડે કલેજે સાંભળી રહેવાથી કાંઈ વળે તેમ નથી. મૂળની ખૂબીઓ, જુસ્સો ને ઉછળાટની કાયાપલટ કરાવ્યાથી નૈસર્ગિકતા હણાઈ જાય છે.

છતાંય કોરેલો ઘટ વચ્ચે મૂકી ગોળ કુંડાળે ફરતી, તાળીઓ ઝીલતી, અંગમરોડ દાખવતી, રમણીઓનું રાસરમણનું દૃશ્ય દિલચસ્પ છે એ નકારાય એમ નથી. શેરીઓ ગજવતી, રઢિયાળી રાતો ભરી દેતી, દિગંતો ડોલાવતી, ધરા ધ્રુજાવતી અને વાતાવરણને ઘુમરીએ ચડાવતી સુન્દરીઓનો મદભર્યો દેહહિંદોલ જોવો એ પણ જિન્દગીનો એક લ્હાવો છે. પિંજર છોડી, કલ્લોલતી પંખિણીઓ જેવી ને કાયાના કટકા કરતી સ્ત્રીઓના કંઠેથી પાલવ સરી જાય તેનો પણ ખ્યાલ નથી રહેતો. પગના ઠમકારા, ઝાંઝરના ઝણકારા, કંકણના રણકારા, તાળીઓના તાનભર્યા ઝીલન,

કંઠની મીઠાશ ને અંગમરોડથી પૂનમનો ચંદ્ર પણ આકાશે અટકી પડે છે. સ્ત્રીઓનું સહજ ડોલન રાસરમણમાં આંદોલનની હલકે ચડે છે. જીવન, રસ, કલા, પ્રેમ, સૌંદર્ય અને અંતરને અજવાળતી તે અનંતને આરાધે છે. કલ્પનાની કુમાશ કમનીય પદાવલિ, પ્રાસનું સૌંદર્ય અને મનોરમ શબ્દરચનાની ફૂલગુંથણી વાળા, તથા ઊડી ઊડી જતા જીવનરંગોને ગૂંથી લેતા ને જીવનસુધા રેલવતા રાસઝીલનમાં વાણીની હલક તથા અંગમરોડનું નીતર્યું સૌંદર્ય સર્વત્ર વિલસી રહે છે. શબ્દ કંઠ ને અંગનાં માધુર્ય સૌંદર્ય અને ડોલનનો સંયોગ લોહચૂંબકીય શક્તિ ધરાવે છે. સ્ત્રીઓના રાસ એટલે સૌંદર્યને ઓવારે યૌવનનો સનાતન સાદ; રમણીઓનાં કંઠ કેળવે, સ્વર સળવળતો કરે, વાણીમાં માધુર્ય રેડે, અંગોપાંગને ખીલવે, ચિત્ત પ્રસન્ન કરે, હૈયે હામ પૂરે, અને રોમેરોમ ચેતન પ્રગટાવે છે.

ગુજરાતણો હોંસે હોંસે ગાય એવા જૂનાં દયારામના ન્હાનાલાલના અને બોટાદકરના ટૂંક માદલા, શિથિલ અને નિષ્પ્રાણ અનુકરણો થયાં; અને પછી રાસનું ઘોડાપૂર ઉમટ્યું. જેમ ઉગતો લેખક વાની લેખન અજમાવે છે તેમ ઉગતો કવિ રાસ પર હાથ બેસારવા યત્ન કરશે જ. ચીલારૂઢ ઢાળમાં, અમુક જ કલ્પના, કવિત્વ વગરના ત્રૈણ, ફીસ્સા રસહીન, કલ્પના, ભાવ, ઢાળ કે શબ્દ રચનાના ખીબાં ઢાળ અનુસરણો ને શુદ્ધ જોડકણાં થયાં છે; તેમ જ ઢાળોનું વૈવિધ્ય તથા મિશ્રણ થયાં છે. પટ વિશાળ છતાં પ્રવાહ કૂશકાય થયેલો જણાય છે. રાસ જેટલા દેખાવે ને ઝીલવામાં સરલ છે એટલા રચવામાં નથી. એ માટે પ્રતિભા જરૂરી છે. કેવળ કલ્પનાના રાફડાઓ ઊભા કરવાથી, વિચાર હોડકાં તરતા મૂકવાથી, શબ્દ સાંઢિયાઓ હલકારવાથી, અથવા અકેકી બાણ ભભકથી રાસ થઈ જતા નથી.

## સંદેશો



નાની નાની મારી રૂડી સાહેલીઓ,
આવજો ગાવા ગીત;
રૂડી ! આવજો ગાવા ગીત.

નાનાશાં રૂડાં પગલાં ભરીને,
ઘૂમશું ચાંદની રાત;
ગીતો ગાશું કાંઈ રૂડાં ને મીઠડાં,
રાસોની રમઝટ સાથ.
આવજો....

ઓઢણી સંકોરીને કમ્મરે વાળશું,
દેશું તાલીએ તાલ;
ઘમ્મર ઘમ્મર ફરશું સંગાથે,
કસુંબલ ઓઢી ભાત.
આવજો....

ચાંદા વાદળ ને તારલીઆ સાથે,
કરશું રૂડેરી પ્રીત;
ઘનનન કરતી ઘુઘરીઓ ઘૂમતી,
પડઘા પાડશે નીત.
આવજો....

મનુભાઈ એમ. કનાડીઆ

## મુંઝવણ

મારી ગઈ છે પિયરમાં પાણિઆરી,
કેમ પાણીડાં મુજથી ભરાય રે?
ગઈ છે૦

એણે આપ્યા'તા વાયદા બે દિનના,
આજ દિવસ થયા છે ચાર રેઃ
ગઈ છે૦

થયાં ખાલી તે બેડલાં છલકાતાં,
નીર ટાંકીનાં ખૂટી જાય રેઃ
ગઈ છે૦

ખૂટયાં પીવાનાં પાણી પણ જ્યારે,
મન મારું અતિ મુંઝવાય રે.
ગઈ છે૦'

પછી થાકી હું ચાલી જળ ભરવા,
લઈ કૂવે તે બેડલું ને રાશ રેઃ
ગઈ છે૦

રાશ બાંધી ઘડૂલો લટકાવ્યો,
પછી જોયું કૂવાની માંહ્ય રેઃ
ગઈ છે૦

મને આંખે અંધારાં આવી ગયાં,
ચઢયાં ચક્કર ને બેસી જવાય રેઃ
ગઈ છે૦

રાશ ઝાલેલી હાથથી છૂટી ગઈ,
ઘડો બેઠો જઈ નીર માંહ્ય રેઃ
ગઈ છે૦

હું તો હારી-કૂવેથી ઘેર આવી,
મારી મુંઝવણ ટળી ટળી જાય રે.
આવી પિયરથી પાણિયારી.

ગંગાશંકર લલ્લુરામ પંડયા

ગીતોને, ઉસ્તાદી ગાયનોને રાસમાં ખપાવી દેવા, કે રાસોને શાસ્ત્રીય સંગીતના સાજુ પહેરાવવા, નૂતન વાદ્યોને વશ કરવા, તેની બાળ કલા દેહ પરથી નજર ન હટાવવી, તેને નાટકી ઢબ આપવી, સળંગ રાતો ખેંચવી, અને તે પણ અમુક ઋતુ પૂરતાં જ રાસ ખેલન ગોઠવવાં એ ઠીક નથી. દિવસ ન ઉગે ત્યાં ફાંસમા ફેશન કરે; તેમ શહેરમાં નવા રાસોનો મોહ વધે છે; જ્યારે ગામડામાં હજુ જુનાની જાદૂઈ અસર ઓસરી નથી

આજના ગ્રામોન્નતિના, સમાજવાદના, 'Back to Nature'ના યુગમાં ગામડા પ્રતિ આપણી ઊંચેકેલી નજર લંબાઈ છે. તેનાં ખમીરને ઓળખતાં શીખીએ છીએ (પણ તે શહેરી ચસ્માથી) તેમના ગોપગીતો, રાસડાઓ, રાસક્રિડનોએ આંખો આંજી. જૂનું કાંડ કાઢી નાખવા જેવું રહી નથી એમ હૃદયમાં ઊગી નીકળ્યાથી, તેમ જ કેટલાક નગારા પર પડતી દાંડીઓએ હસાવ્યાથી ગણ્યાં ગાંઠયા વિરલાઓ સંશોધકની ધગશથી તેમ જ શુદ્ધ બુદ્ધિથી તે તરફ વળ્યા. પ્રથમ કેડી પાડનાર શ્રી મેઘાણી છે. તેમણે એ જૂના, ઉપટી જતા, પિત્તળ મનાયેલા ને વણપ્રિછ્યા વાતાવરણને મનાવી પટાવી ચૌટામાં લાવી ખડું કર્યું, સોનાને અગ્નિથી કસ્યુ, અને સાચું હીર પારખ્યું. આમ વાંસો ફેરવી ઊભા રહેલા શહેર તથા ગામડાને સન્મુખ કરી 'મૌનના સેતુ'થી સાંધ્યાં છે. ગામડાની દષ્ટિવાટ સંકોરી ને જગતની પ્રગતિ–શીલતાનો પ્રાણ તથા નવીનના છાંટયાં.

હવે રાસ થોકબંધ રચાયા, તેથી અર્વાચીનોએ તે તરફ સૂગ બતાવી; કારણ કે તેમને રાસના મંસ્તા, અતિમૃદુતા, લાગણી ઘેલછા, તથા સ્ત્રૈણ વેડાં ન રુચ્યાં. રાસલેખનમાં હિણપત મનાવા લાગી; તેથી તેઓએ રાસના બીજા પ્રકારો ખેડયા. પુરુષોચિત જુસ્સો,

વિચાર, કલ્પનોડ્ડયન તથા ભવ્યતા પસંદ કર્યાં. આની રાસ લખાવટ ઉપર અસર થઈ જો કે તેથી રાસવેલ કરમાઈ નથી, પણ તેનું વિષય વર્તુલ અલબત્ત વિસ્તર્યું. ગૃહ સંસાર, ધર્મ, રાષ્ટ્રપ્રેમ, સૃષ્ટિ સૌંદર્ય વગેરે વિષય વધ્યાં અને શ્રી ન્હાનાલાલના રાસયુગની વસંત પાંગરી. આમ ચોખ્ખા બે માર્ગો ફંટાઈ ગયા એક ગેયનો, બીજો અગેયનો. અંતર વધતાં પરિણામે બેઉ વચ્ચે અંતર વધ્યું. એક બાજુ લાડવેડા નરમાશ ને ત્રૈણ ભાવોની કતારે પેસી જઈને નિર્માલ્યતા નીપજાવી, બીજી બાજુ કર્તવ્યતા, પૌરુષ ને બારેખમપણાની ટોળકીએ સંપકરી અર્થગરીમા ઉપજાવી.

હવે આપણે થોડા રાસકારોની બાની નીરખીએ.

આદિ કવિ નરસિંહના મુખેથી ભક્તિની ધૂનમાં, **"નાગર નંદજીના લાલ"** કે **"આશાભર્યાં તે અમે આવિયાં"** વગેરે ટપકી પડયાં. ત્યાર કેડે ગરબી સાહિત્યના ચક્રવર્તી, પ્રણય કવિ, હૃદયરાજ્વી શૃંગાર રસિયા દયારામે તેમાં ગેયતાનો સંચાર કર્યો, ને ગરબીને ફૂલ જેવી હળવી બનાવી તેમા હલકનું તત્ત્વ પૂર્યું; કૃષ્ણની બંસરીની મીઠાશ રેડી." ગરબીની હાકવગાડનાર દયારામે પ્રાચીન રાસ સાહિત્યમાં રસ ડંકો વગાડયો. સમસ્ત સાહિત્યને ઘડીભર ભૂલાવી દે એવી રસઝડી વર્ષાવી." (પ્રો. ચતુરભાઈ પટેલ)

> "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે,"
> "સાભળ તુ સજની મારી, રજની કયાં રમી આવી જી,"
> "પ્રેમની પીડા તે કોને કહિએ, રે હો મધુકર,"
> "ગરબે રમવા તે ગોરી નીસર્યાં રે લોલ,"
> "મોહોલ પધારો મહારાજ, મણિધર મોહોલ પધારો,"
> "કામણ દીસે છે અલબેલા તારી

## ઉગ્યો એ ચંદ્ર



ઉગ્યો એ ચંદ્ર ઉંચા આભમા રે લોલ;
રેલાવે અમૃતની ધાર જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

પૃથ્વી પર ચાંદની ચમકતી રે લોલ;
શોભા એ સ્વર્ગની સમાન જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

સ્નેહ–વિણા તાર કોણ છેડતું રે લોલ;
કયાથી સૂણાય દીવ્ય ગાન જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

સ્નેહને હિંડોળે કોણ ઝૂલવે રે લોલઃ
પ્રિયતમની જોઉં હું તો વાટ જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

વ્હાલા ઓ ચંદ્ર તને વિનવું રે લોલ;
કે'જે આટલડો સંદેશ જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

ઉંચી અટારીયે હું બેસતી રે લોલ;
ઝીલતી એ ચાંદનીની ધાર જોઃ
હૈયામાં સ્નેહરસ ઉછળે રે લોલ !

દેવાયત સોની

# મહિયરીયું



(આવેલ આશા ભર્યા રે)

સ્વસુરગૃહે મને મહિયર સાંભરે ને,
સાંભરે માતૃ–પ્રેમ રે;
મહિયરીયું મોંઘા મૂલું રે.
સહિયર સંગ મળી, મ્હાલતી,
અને ફરતી કુશળ–ક્ષેમ રે;
સહિયરને વિસરૂં કેમ રે?
મહિયરીયું મોંઘા મૂલું રે.
સાસરિયે સુખ અતિ ઘણું કિંતુ–
આવે ન મહિયર તોલ રે,
કેવા ગમ્મીઓના મીઠા બોલ રે;
મહિયરીયું મોંઘા મૂલું રે.
સાસરિયે ફરૂં નણદી સંગે તોય–
ભૂલું ના ભાભીનો ભાવ રે,
મુજ વીરનું દીલ દરિયાવરે;
મહિયરીયુ મોંઘા મૂલું રે.
સ્નેહ થકી જોતી વાટડી, ક્યારે
આવે માડી જાયો વીર રે,
હું તો હૈયે ધરતી ધીર રે;
મહિયરીયું મોંઘા મૂલું રે.
માતાએ તેડવા કાજે મોકલ્યા,
આવ્યો ખાલુડો વીર રે,
ચાલી વીરની સાથે પીર રે;
મહિયરીયું કેમ ભૂલું રે.

**વ્રજલાલ ગૌરીશંકર પંડયા**

આંખમાં રે બોળું બાખમાં રે,"
"નેહ નચાવતા નંદના કુંવર પાધરે
પંથે જા"

આમ તેણે સંગીતની માધુરી રેલાવી, પહેલી વાર સ્ત્રીઓના ચિત્ત સર કર્યાં. સ્ત્રીઓના બીજા કવિ શ્રી ન્હાનાલાલ. મીરાં દયારામ પછી નવયુગમાં શ્રી. ન્હાનાલાલના સો ટચ સોનાના કવિત્વે પ્રથમ ટંકાર કર્યો. દયારામ શૃંગારપ્રેમી, ખબરદાર રાષ્ટ્રપ્રેમી, બોટાદકર ગૃહપ્રેમી, ન્હાનાલાલ નિસર્ગપ્રેમી છે. શબ્દ સૌષ્ઠવ, પ્રલંબ સુરીલા નિનાદ ગુંજનનું લાલિત્ય, ને તરંગમયતાવાળી દલક શ્રી ન્હાનાલાલમાં છે. તેમના શબ્દો 'તેજે ઘડ્યા' છે. રસ, ભાવ કે ગેયતામાં કવિના કાવ્યો અજોડ છે. જૂના રાસમાં જે ફિલસૂફી ન હતી તે કવિએ ઊર્મિમાં લપેટી લઈ વ્યંજનાથી સૂચવી છે. "કવિની કવિતાએ ફૂલ જેવા સુકુમાર સૌરભ ભર્યા રાસની પરબ માંડી છે...'ઝાંઝરી ઝમકે છે' જેવા રાસમાંનો લલિત ને ભવ્ય કલ્પના વૈભવ; 'દોળાતી શરદ'ની મોડી અનવદ્ય શબ્દરચના, હૃદયના કોમળ સાત્ત્વિક ભાવ–ઝરણાં, રસ અને સૌંદર્યના અગોચર પ્રદેશમાંથી વીણી લાવેલી મોહક ઉપમાઓ,... 'દેવ મેં તો દીઠા'માંથી સ્ફુટ અસ્ફુટપણે સ્ફુરતું ધ્વનિ સૌંદર્ય—આ ગુણ સમૃદ્ધિ ઘણાં રાસમાં, કવિની સેવામાં હાજર છે" (પ્રો. અનંતરાય રાવળ)

"વિજળલી હો! ઉભા રહો તો
ઉરની પૂછું એક વાતલડી"નું સુચનાત્મક કથન સરસ છે.

"ગોરમ લેઈ લેઈ પીજો હો"—
"હળવે હાથે તે નાથ મહિડાં વલોવજો"—
"સરોવર ઝીલવા ગઈ'તી સજનવા"—
"વિરાટનો હિંદોલો ઝાકમઝોળ"ની ડોલતી પંક્તિઓ, ચિત્તવેધક છે.

'વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તોળૂલી"—

"આ શરદ ખીલી રાત પાંદડી ફરિ આવોને!"નો અદ્ભુત ઉમંગ ઉછળતો ઉપાડ મન મોહક છે.

"ઝીણા ઝરમર વરસે મેહ"—

"એક જ્વાળા જલે"—

"ચાંદ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન"—

"અજબ વરસે વસંત"—

"જરા બાળાને બાળની બનાવો" વગેરેનાં માર્દવ, ગુંજન ને સૂચન આકર્ષક છે.

"આંબાની ડાળીએ હેલડી ઝૂકી હતી,
એવી મને હાથમાં ઊછાળીઃ હો રાજ!"માં

સૂક્ષ્મ શૃંગાર તથા વ્યંગાર્થનો રણકો છે. 'રાસે રમે રંગધેલી'માં રાસ રમતી સ્ત્રીનું સુન્દર ચિત્ર છેઃ—

"ભ્રકુટિ નમેલી કંઠ કળીએ નમેલી
નમણી નમેલી દેહ વેલી,
સાહેલડી રાસે રમે રે
મદેભરી ચાલમાં, સોહાગ ભર્યો ભાલમાં
કામિનીની કવિતા ઝૂલી"

શ્રી નર્મદાશંકર ત્રિવેદી કહે છેઃ "જૂના રાસ 'વાત્સલ્ય'ના હતા. બોટાદકરે આખા કુટુમ્બ પરિવારની હૈયાકુંજે ગજવી. એમને વિશાળ સ્વરૂપ આપી સુન્દર ને મોહક જીવન રચ્યું." બોટાદકરે સ્ત્રીહૃદયના દરેક ભાવને સ્પર્શી ભાવનામય જીવનની ઉચ્ચતા ગાઈ, ગૃહજીવનની મીઠાશ વેરી અને ઊડુગણોના કલરવો ફેલાવતું સુખી કુટુમ્બ વૃંદ ચીતર્યું.

બીજા રાસકારોમાં શ્રી. ખબરદાર, કેશવ હ. શેઠ મૂળજીભાઈ શાહ, સ્નેહરશ્મિ અને દેશળજી પરમાળ સફળ થયા છે એમના સિવાયના કોઈ કોઈના રાસ નામને યોગ્ય તો છે જ. શ્રી. ન્હાનાલાલ અને બોટાદકરના શબ્દસૌષ્ઠવની માધુરીના અનુકરણો થતાં આ કાવ્ય પ્રકાર ધીંગો થયો, પણ ઉપરોક્ત કવિઓની માધુરી આગળ જઈ શકે અરે, એને આંબી શકે એવા તો વીરલા જ છે એટલે આ માર્ગ એક રીતે

## અમારી ભારતી



( મળવા આવો સુંદીર વર શામળીઆ રે. )

મીઠી મીઠી અમારી ભારતી રે,
મીઠી મોંઘેરી ગુજરાતઃ
મીઠી મીઠી અમારી ભારતી રે.

જ્યાં જ્યાં ગુર્જરવાસી વસી રહ્યા રે,
ત્યાં ત્યાં ગુજરાતી ગ્રંથ્યાતઃ
મીઠી મીઠી અમારી ભારતી રે.

સાદી, પ્રસાદ પૂરિત, સોહિણી રે,
એની મહામૂલી જ મિરાંતઃ
મીઠી મીઠી અમારી ભારતી રે.

સુભગ ને મંગલ, મોહક, મંજુલા રે,
રસથી સહાય છે રળિયાતઃ
મીઠી મીઠી અમારી ભારતી રે.

ચાંદની શીતળ, ચંદન અર્ચિતા રે,
વ્હાલ ભરેલી છે વિખ્યાતઃ
મીઠી મીઠી અમારી ભારતી રે.

રાસને ગરબે શુણિયલ દીપતી રે,
ભજીએ, ભભકભરી ભલીભાત
મીઠી મીઠી અમારી ભારતી રે.

સૌ. મનોરમા રુગળજી શાસ્ત્રી.

# મિલન



( લાગી બાળપણાની પ્રીત—એ રાગ. )

મારી હૈયા કેરી હેલ આજે હેતે છલકે,
મળતાં સ્નેહી જનનો સાથ સુખડાં પ્રેમે મલકે.

-અંગ ઉમંગ થકી ઉભરાયે
હર્ષાશ્રુએ ગાલ ભિંજાયે,
સુખ–સાગર સ્નેહે છલકાયે,
જીવન–નૌકા સરસર જાયે.

નિરખ્યે સ્નેહીનો સમુદાય નયનો તેજે ચમકે,
મારી હૈયા કેરી હેલ આજે હેતે છલકે,

અંતર અમીરસ ધારા વરસે,
ઉર વેલે અંકુરો વિકસે:
વાડી અંતરની મ્હોરાયે,
કુસુમોની ફોરમ ફોરાયે:

પ્રેમ અમીરસ કેરી ધાર હૃદયે ટપ ટપ ટપકે,
મારી હૈયા કેરી હેલ આજે હેતે છલકે.

નવલા નેહનો મહુલો ગાજે,
મોરલો મનનો થનથન નાચે;
ઢેલ તરંગ તણી જોઈ રાચે,
'ભાવ સદાય ટકે' ઉર જાચે:

પગનાં નુપૂર પૂરતા તાલ,રુમઝુમરુમઝુમરણકે
મારી હૈયા - કેરી હેલ આજે હેતે છલકે

હનુમાનભાઈ વેણીભાઈ પરેલ

તો વેરાન જેવો લાગે છે અને અત્યારે તો ગેય અગેય બંને પ્રકારો ફાલ્યા ફૂલ્યામાં ગુજરાત ગેયવિહીન થતું જાય છે એ શ્રી. ન્હાનાલાલનો પોકાર સત્યથી વેગળો નથી.

રાસપ્રણેતા શ્રી. ન્હાનાલાલના અનુકરણો મોટેભાગે શુદ્ધ જોડકણાં, માંદલાં ને ખોટાં થયા. આજની રાસ લેનારી પણ ખરૂં કહેતાં નવા ગસની પ્રતિમૂર્તિ બનતી જાય છે જેવા રાસ તેવી ગમરસિયણ' ગસ લેનારીના પગમાં ધમધમાટી નથી, હાથમાં વેગ નથી, અંગમા સ્ફુર્તિલો વળોટ નથી કે એટલી હલકથી ગાઇ શકાય ને ઝમકથી ખેલી શકાય. નરમાશ વધી ગઈ; પણ ગરબે તો ઘૂમવું જોઈએ. એક માઈલ સુધી ગાજી રહે તે રાસગરબા. એક વિદ્વાન કહેતા કે " જેનો અવાજ એક માઈલનો પ્રદેશ ખૂંદી વળે તે આર્ય; દસ હજારની સભા ગજવે તે આર્ય. " પરંતુ આજની નૂતન નારીને કંઠે કુમાશ આવી છે, ને અવાજ પોચો થયો છે, પગમાં થરથરાટ છે ને હાથમાં ક્ષોભ છે; અંતરમાં સંકોચ ને અંગમાં અક્કડતા છે. શરમનો અંચળો આછો તોય ચીરાતો નથી ઊંચે રાગે ગવાય નહિ, એવો ખ્યાલ બંધાઈ ગયો છે. પણ રાસમાં તો અંગને મોકળું મૂકવું જોઈએ, ત્યારેજ તે ખરેખર ખીલી ઊઠે. લગ્નમા કંઠને ખીલાદોરીથી વછૂટો મૂકવામા આવે છે ને ' અને રાસમાં સમસ્ત અંગનો વ્યાયામ આવી જાય છે. " કાઠિયાવાડના રાસડા એ ગરબાનું વધારે ધમકભર્યું વધારે ઊછળતુ સ્વરૂપનાં " (શ્રી. રમણલાલ દેસાઈ)

સાચા ને મૂળભૂત સ્વરૂપમાં લેવાતા રાસ જોના હોય તો ગામડાં ખૂંદો ને આંખનો ઉપયોગ કરો. છૂટા દેહે ને ખુલ્લે કંઠે ગાતી ઘૂમતી ગામડાની ગોરીઓની ધમધમાટી ને તલ્લીનના શહેરની સુન્દરીઓને મોંમાં આંગળા નંખાવે છે. આજે ગરબા વાંચવામાં મુદ્દલે મઝા નથી પડતી. વાચક ભ્રમણામાં પડે છે.

ઢાળ બેસતો નથી, આડફેટે સંગીતને સ્વડે ચડે છે, અને આમ રાસની મૂળ ખૂબી જાય છે. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો મત ઉથાપી મારે અહીં કહેવું જોઈએ કે, રાસની પારખ તેને ગાતાં સાભળવામાં છે.

શ્રી. રામનારાયણ પાઠક કહે છે કે, જૂની ગાવાની ઢબમાં અને આજની ઢબમા ફેર પડી ગયો છે એ સાચું છે. રાગરાગણીઓએ, બંગાળી ગીતોએ, રેકર્ડોએ અને અન્ય મિશ્રણોએ નવા ચીલાઓ ચલાવ્યા છે. શબ્દો સંગીતને અનુકૂળ નથી હોતા. તેથી શ્રી. પાઠક સૂચવે છે કે, "આ ગીતને અનુરૂપ શબ્દદેહ કેમ ઘડવો એ સમજવા જૂની ઢબે ગવાતાં સાંભળવાં જોઈએ. એ જૂના ઢાળો પ્રાકૃત વર્ગોમા જળવાઈ રહ્યા છે."

નવા રાસનું જૂદા પડવાનુ કારણ તો એ કે શહેરના રાસમાં કલા સંયમ, સૌમ્યતા, રંગ વૈવિધ્ય, આકારવૈવિધ્ય પેઠું. વિવિધ વસ્ત્રાલંકારો, વાજીંત્રોનો માજ, ફૂદડીઓ ફરવી, થોડી ઊભી રહે થોડી અરધી ઊભી રહે થોડી બેસી જાય વગેરે રચનાકલા સાથિયા આકૃતિ એવી એવી કલાનો ઠાઠ વધ્યો. અંગમરોડ હસ્તમરોડ, ડોક મરોડ, પૂજાનો સામાન, ફૂલો, ફૂલમાળાઓ, દીવીઓ, મંજીરાં, લોટા વગેરે યોજાયાં. પારસણનો બંગાળણનો સિંધણનો જયનતર્કી એનાપાવલોવાનો દેહદીપાવતી ગુજરાતની સણુણી સાડી અને તેના સફેદ લાલ લીલા પીળા લીલા વગેરે રંગભેદો, તથા વસ્ત્રપરિધાન કળા જો કે રંગમંચ પર વખણાઈ ગયાં છે જ.

યુવાનો પણ દાંડિયા ગમ્મત લેતા થયા છે ચોરણો ને કડિયુ પહેરીને આમા મસ્તીની ઝમક આવે છે. સાગ્નતી મંદિરોએ આ પ્રથા નૃત્યમાં માન્યા વગર અપનાવી લીધી છે

એક વાત કહેવાનુ મન થઇ જાય છે. આજની ગરબીઓ લેતી તરણી સાન અડવી જ લાગે છે. કેક ખૂટતુ જણાય છે. ઘાબરયોણ

## હિન્ડોલ



ઝૂલે હિન્ડોલ, રાજ! ઝૂલે હિન્ડોલ,
હૈયાનો રાજ! મારે ઝૂલે હિન્ડોલ!
સોણલામા સુણન્તી પ્રીતમના બોલ,
હૈયાનો રાજ!....ધ્રુવ
આવી વસન્ત,
વિદેશ કન્થ;
અન્તરની આહ જાગે કોકિલને કોલ,
હૈયાનો રાજ!....
જોતી હું વાટ,
પ્રીતમને કાજ;
ક્યારે આવે એ મારા કાળજાની કોર?
હૈયાનો રાજ!....
ઢુકી આ રાતના,
જીવનની વાટના;
લાંબા જણાય પન્થ, લાંબા એ દોર,
હૈયાનો રાજ!....
એક દિન આવશે,
પિયૂને લાવશે;
અર્પે સંતોષભેટ આતમનો લોલ,
હૈયાનો રાજ!....

નટવરલાલ જાની

## પિયરનાં પીંજરેથી



પિયર પાંજરડે છૂપી છૂપી હું તો
 અંતરના આંગળા ઉઘાડું જી રે !
પ્યારા પિયુજીને સન્મુખ નિહાળી
 હૈયામાં ખૂબ હરખાઉં જી રે !
બેઠા પિયુજી જાણે આવીને ખાટલે
 મંદ મંદ વિંઝણો ઢાળું જી રે !
છૂપી છૂપી તે કૈં ચાલે વાતલડી
 હૈયામાં હૈયું ઝબોળું જી રે !
નયનાભિરામ બની નેહબાણ છૂટે
 અન્તરનાં દ્વાર ફટ તૂટે જી રે !
ઓચિન્તું યાદ આવે પિયરનું પાંજરું
 લજ્જાના શેરડા ફૂટે જી રે !
હૈયે પ્રકાશે ત્હારું પ્રેમપોત પ્યારું
 મીઠાં સંભારણાંની યાદી જી રે !
વ્હેલેરા આવજે હો સાંવરિયા મોરલા !
 રાતદિન એક ત્હારી યાદી જી રે !

છોટાલાલ ઘેકડી

ઘૂમતી, કૂવે પાણી ખેંચતી વખતનું મુક્ત-ડોલન આજે દેખાતું નથી. આજના કલાયુગમાં તો હાલવામાં, બોલવામાં, ખાવાપીવામાં, ઊભા રહેવામાં, ગાવામાં કલા મર્યાદા દેખાય છે, અતિશયતા નહિ પણ ઊર્મિનો સંયમ છે. પરંતુ અંતરના ડોલનને, ઉમળકાને, અભિનયવૃત્તિને રોકવી ઘટારત નથી. કલાના વૈવિધ્યવેડા પણ રાસમાં મૂંઝવણ નાખે છે.

આજના રાસમાં ગીતો પેઠા, હાસ્યરસના જોડકણાને ફટાણાં ભળ્યા. પછીય રાસનું લેબલ લગાવાય છે. ગહન કલ્પનાઓ, બ્રહ્મના ભેદો, બ્રહ્માંડની કથનીઓ ને જગતના કોયડાઓ અપરિચિત ઢાળમાં ઉતાર્યા એટલે રાસ નથી બનતા. એથી સ્ત્રીઓને વ્યાયામનો થાક લાગશે એવી જ શબ્દોની સંસ્કૃતમયતા ખૂંચે છે. સ્ત્રી-હૃદયને પીછાણી એનો ઉકેલ આપે, હૈયાના સનાતન ભાવોના ચમત્કાર ઝીલે, સ્ત્રીહૃદયની વીણાના તાર ઝણઝણાવી દે, તેના મનોભાવોને વાચા આપે એ સાચા રાસ છે. કારણ, રાસ સ્ત્રીઓના છે એ ભૂલવું ન જોઈએ. સ્ત્રીઓને નામે ચઢાવેલા રાસમાં સહૃદયતાનો રણકો કેટલો હશે? ખરી રીતે તો સ્ત્રીઓએ જ બહાર પડવું જોઈએ. તેમનો પ્રદેશ તો તેમણે રક્ષવો જોઈએ કે પછી સદાય એ જોખમદારી વેંઢારીને પુરુષોને એ વૈતરું કરવાનું રહ્યું? આ તેમના પ્રદેશમાં તેમણે સ્ત્રીરાજ્ય જમાવવું જોઈએ. શ્રી. દીપકબા દેસાઈ, શ્રી જ્યોત્સના બહેન અને જયમનગૌરી પાઠકજી સિવાય બીજાના નામ જ હોઠે આવતા નથી.

આજે જરૂરી છે રાસમાં હલક, રાસને બંધ બેસતી આવે એવી ભાષાનું લાલિત્ય, સમુચિત શબ્દયોજના, શબ્દનો ઘોષ, રસતત્ત્વનું ગુંજન, રાસરચનાનું સૌંદર્ય ને કવિત્વનો રણકાર. "વેણીનાં ફૂલ" "યુગવંદના" જેવા સંગ્રહોના ગીતોમાં શ્રી. મેઘાણી જેવી મૌલિકતા, પ્રાસાદિકતા, નૈસર્ગિકતા અને મધુરતા

થોડાજ કવિઓમાં દેખાય છે. દુર્બોધતા ન નડે એ માટે તો તેમને ખાસ ખટકો છે. શબ્દચીના, સમાસખંડો ને વાક્ય અન્વયની તેમને ખૂબ કાળજી છે. ગાતી વખતની તેમનામાં છે એવી વાતાવરણ જમાવતી, ચિત્ત થંભાવતી શક્તિ અને હૈયાં તરબોળ કરતી રમઝટ બીજે શોધવા જતાં નિરાશા ન સાંપડે તો બીજું શું થાય?

રાસને કલાના વધુ દૃઢ બંધનોથી જકડશો નહિ, તેને મુક્તપણે વિહરવા દેજો. એક કાળે સૌંદર્ય વિલાસની ચીજ ગણાતી, સંગીત રૂપ-ઝવીને કંઠે શોભતું મનાતું, નૃત્ય નાયકાનું સ્વચ્છંદ ક્ષેત્ર કહેવાતું, નાટક હલકા વર્ગને યોગ્ય જોવાતું. પરંતુ રાસે કદી આવી ઝાંખી છાયા લીધી નથી. ઊલટું પહેલાં જે રાસ ગામડાના જ ગણાતા તે આજે શિક્ષિતોની–શહેરની મગ્નની મીલકત થઈ પડી છે. બીજી કલાની જેમજ જીવનના ઊર્ધ્વીકરણ (Sublimation) માં રાસ ખૂબ અસરકારક છે.

જેમ ફિલ્મમાં નૃત્ય પ્રસરી ગયું છે તેમ નાટકોમાં પણ રાસ પ્રવેશી ચૂક્યા છે. રાસમાં ટૂંકાણનો આગ્રહ આવશ્યક છે. શબ્દ સૌંદર્ય જ લયના આકર્ષણથી અરધીપરધી સફળતા મેળવે છે; તેટલી જ સફળતા ટૂંકાણથી મળે છે. મીરા દયારામ ને ન્હાનાલાલના રાસ ટૂંકા છે. હવે છેલ્લું: "કેન્દ્રસ્થભાવનું આવર્તન કરવા યોજાયેલું ધ્રુવપદ" કાયમ રાખવા માટે શ્રી. મંજુલાલ મજમુદાર કહે છે એ મુદ્દાની વાત લક્ષ્ય બહાર ન જાય એ અતિ અગત્યનું છે.

## આ અંકની અગત્યની જાહેર ખબર

આ અંકમાં ૬૯૮ મા પાને જન્મભૂમિ ગુર્જરીની શબ્દરચના હરીફાઈની એક જાહેર ખબર પ્રગટ થઈ છે. ગુજરાતી ભાષાની આ અદ્વિતીય હરીફાઈએ છેલ્લા ૬॥ વર્ષ દરમિયાન ગુજરાતી જનતાને રૂા. ૧,૭૫,૦૦૦ (પોણા બે લાખ)ના ઈનામો વહેંચ્યા છે. ફુરસદના સમયમાં, જ્ઞાન ગમ્મત અને અર્થલાભની વિવિધ પ્રાપ્તિ માટે જન્મભૂમિ હરિફાઈના વ્યૂહો અત્યુત્તમ પુરવાર થયા છે. આ હરિફાઈનું દર રવીએ પ્રગટ થતું એક અઠવાડીક મુખપત્ર છે. એનું નામ પણ "હરીફાઈ" છે.

—વ્યવસ્થાપક



## જગતમાં રમવાને

શ્રી. પોપટલાલ પુંજાભાઈ શાહ.

( "ગુલાબે રમતી'તી"—એ રાગ. )

મારે આંગણીએ ચાદલો ઉગ્યો—જગતમા રમવાને,
સોમ દૂધે નવરાવતો ઉગ્યો—જગતમાં રમવાને;
ધરા ધીકી છે ધોમ ધખારે—જગતમાં રમવાને,
એને ચાદાની પગલી ઠારે—જગતમાં રમવાને.
એ તો રૂપલા સેરુડીએ ઉગ્યો—જગતમાં રમવાને,
એ તો દૂધલે સરોવર ઉગ્યો—જગતમા રમવાને,
એનાં શીળાં વદન અમી વેરે—જગતમાં રમવાને,
એના હસતાં હૈયાં શાંત લ્હેરે—જગતમાં રમવાને.
મારા ખોળાનો ખૂંદનાર ઉગ્યો—જગતમા રમવાને,
મારા હૈયાનો ઠારનાર પૂગ્યો—જગતમાં રમવાને.
મનમોહન મળ્યો મન માન્યો—જગતમા રમવાને,
જોઈ જગને ચડે મત પાનો—જગતમાં રમવાને.
મારો મોહન મહુલીનો દીવો—જગતમા રમવાને,
એતો જુગ જુગ જગમાં જીવો—જગતમા રમવાને.
મારો મોહન જગદીવડો માચો—જગતમાં રમવાને,
સંતસેવામાં જુગજુગ નાચો—જગતમા રમવાને.

# સોનલ જાડેજી

સંપાદિકા : કુ. બાકુંવરબા

[ આસો માસની પુનમ આવે ને વણઝારા વણીજ વેપાર માટે દેશ પરદેશ જવા નીકળી પડે છે એમ મારવાડના વેપારી સોદાગરો—વણઝારાઓ દેશ-પરદેશ જવા માટે માલ-મિલ્કત લઈ વેપાર માટે નીકળી પડ્યા. મારવાડના એક નાના ગામનો ગરીબ ઠાકોર વણઝારો ફક્ત એકલો ઘરે છે. તેની સ્ત્રી સોનલ જાડેજી તેને કહે છે કે, 'તમે કેમ ઘરે છો ? બધો સાથ ચાલ્યો જાય છે. બાર મહિના સુધી ખાશું શું ?' વણઝારો જવાબ આપે છે: 'બધાં પાસે ઉંટ, ઘોડાં અને નાણાં છે. મારી પાસે ફુટી બદામ પણ નથી: તેમ ચડવા ઘોડું પણ નથી.' સોનલે તુરતજ પોતાના હૈયા પરથી હાર કાઢી આપીને કહ્યું: 'લ્યો ! આ વેચી જોઇતો માલ તથા ઘોડી લઇ આવો.' તે સાંભળી વણઝારે હર્ષમાં આવી જઈ ધન્યવાદ આપ્યો જોઈતી ચીજો તથા રોઝી ઘોડી લઈ આવી જવા માટે સર્વ તૈયારી કરી. એટલે તેની સ્ત્રીએ કહ્યું કે, 'તમો તો ચાલ્યા, પણ મને કોને ભળાવી જાવ છો ?' વણઝારે રંગત રેંટીયો તથા ત્રાક કરાવી આપી ને કહ્યું કે 'હું આવું ત્યાંસુધી રેંટીયો કાંતજો ને દહાડા વિતાવજો.' એમ કહી પોતે પોતાના સંઘમાં ભળી ગયો. અહિં સોનલ રેંટીયો કાંતે છે ને દિવસ ગણે છે. એટલામાં વર્ષ પુરું થયું. સૌ વણઝારા મલકાતા ઘરે પાછા ફરે છે. સોનલ પાદર ઉભી રહી પોતાના સ્વામીની વાટ જુએ છે. બધા વણઝારા આવી ગયા પણ તેનો પતિ ન દેખાયો. પૂછતાં ખબર પડી કે તે તો રસ્તામાંજ મરી ગયો. સોનલના બારે બુડ્યા. નિરાશ થઈ ઘરે આવે છે ને કહે છે કે 'હવે જીવીને મારે શું કરવું છે. હમણાં સ્વામીને ઝાંબી જાઉં' એમ કહી પોતે કટાર ખાય પ્રાણ કાઢી નાખે છે.

[ લોકગીત ]

સૌ તે ચાલ્યાં વેપારે, વણઝારા વાલમ લોલ
તમે કેમ ઘરકે ટાંડાના ઠાકોર, વણઝારા વાલમ લોલ ૧

સૌને ગાંઠે ગ્રથ છે, સોનલ જાડેજી રે
અમે નિર્ધનીયાં ન પૂગીએ, સોનલ જાડેજી રે ૨

સૌને ચડણુ ઘોડલાં, સોનલ જાડેજી રે
અમે પાળાં ન પૂગીએ, સોનલ જાડેજી રે ૩

રોઝી ઘોડી આલુ રાંગમાં, વણઝારા વાલમ લોલ
આપું કેયડાંનો હાર રે, વણઝારા વાલમ લોલ ૪

તમે ચાલ્યાં વેપારમાં, ટાંડાના ઠાકોર લોલ
અમને તિ કેને ભળાવીયાં; વણઝારા વાલમ લોલ ૫

ઘડાવું ગંગત રેંટીયો સોનલ જાડેજી રે
વળાવું ખાડાની ત્રાક, સોનલ જાડેજી રે ૬

મૈ તે આવ્યાં ઘરડે, વણઝારા વાલમ લોલ
કજુ નાખ્યો વણઝારો, ટાડાનો નાયક લોલ ૭

બાજી ગંગત રેંટીયો, વણઝારા વાલમ લોલ
બાજી ખુણાની ખાટલ રે, ટાડાના ઠાકોર લોલ ૮

સામરીયામા સુખ નહિ, વણઝારા વાલમ લોલ
પિયરીયે નહિ મા ને બાપ રે, વણઝારા વાલમ લોલ ૯

આવુ છુ વાલમ આબવા, વણઝારા વાલમ લોલ
હુલ્લાવી કમ્મરમા કટાર રે, વણઝારા વાલમ લોલ ૧૦

## પનિહારી

[ અભિનય ગીત. ]

હાંરે સીચો સીચો કુવાનાં પાણી રે
પાણી ભરે પાણીયારી—ટેક

હારે દોરી નાખો રસીલી હાથ સજની (૨)
હારે હવે સીચો કુવાના પાણી રે
પાણી ભરે પાણીયારી

હારે માથે મરખા થઇ ઇંઢોણી મેલાયે (૨)
હારે *એતો ગાગર કમર પર ધારી રે*
પાણી ભરે પાણીયારી

હારે બેડું શીર ચડાવી, સુન્દરીઓ શોભતી (૨)
હારે એવો વિવેક ઘુંઘટ તાણી રે
પાણી ભરે પાણીયારી.

હારે પાય ઝાઝરનો ઝમકાર સજની (૨)
હારે એવી ચંચળ ચતુરા ચાલી રે
પાણી ભરે પાણીયારી.

કુ. બાકુંવરબા.

| પહેલું ઈનામ... | જન્મભૂમિ ગુજરાતી | બોનસ | વધુ પ્ર.પત્રો |
|---|---|---|---|
| રૂા. ૧,૫૦૦ | શબ્દરચના હારફાઈ | રૂ. ૪૨૫ | રૂ. ૭૫ |

પહેલું ઈનામ... રૂા. ૧,૫૦૦ (૧૨ ઉકેલથી) રોકડા રૂા ૧,૦૦૦

ઓછામાં ઓછા ૪ ભુલ સુધી ઈનામ મળવાની ખાત્રી

બીજાં ઈનામો... રૂા. ૧,૦૦૦

# જન્મભૂમિ ગુજરાતી શબ્દરચના હારફાઈ

વ્યુહ ૫૯ : રૂ. ૩,૦૦૦

બંધ તારીખ ૨૭ ઑકટોબર પહેલાં નીચેનું પ્રવેશપત્ર નવ આનાની ફી સાથે મોકલી આપો.

વધુ વિગત માટે.... "હરિફાઈ" જુઓ.

બોનસ રૂ. ૪૨૫ | વધુ પ્ર.પત્રો રૂ. ૭૫

પુસ્તકો અને ધાતુના કેલેન્ડરોની સુંદર ભેટો -

સોળ પ્રમાણપત્રો ભરનારને રૂ. છ ના ઈનામની ગેરન્ટિ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મુ | ક્તિ | વ | શ | ■ | ■ | આ | | મી |
| | ■ | | ■ | | ■ | | ■ | |
| મ | | ન | ■ | પ | | ત | ■ | ■ |
| ■ | ■ | ■ | | ■ | લ | ■ | ■ | |
| પ્ર | | | ક | ■ | ક | ડ | | ઈ |
| પં | ક | જ | ■ | | ■ | હા | ■ | ■ |
| | ર | ણી | હી | ■ | | | ■ | |
| ■ | ■ | ■ | | જા | ■ | ણ | ગો | |
| પ્ર | | દ | ■ | | ■ | ■ | | ■ |

જ. હૂ. ૫૯. હરિફાઈના સર્વે 'ઘટતો નિયમો' મેં વાંચ્યા છે ને તે મને કબુલ મંજુર છે.

## આડી ચાવીઓ

૧ જેને કદાચ ઘેલા કહી શકાય તેવો. ..મ ડાઈ ગયો છે.

૩ .. હીરકવ્યુહની જાહેરાત તમારી ઈંતેજારીને ઘડીભર દબાવી રાખશે.

૬ ગંભીર પુસ્તકના પ્રમાણિકાવિરોધી વિધાનો રૂઢીચુસ્ત માનવી ભારે .. પછી પણ પચાવી શકે કે કેમ તે શંકાસ્પદ છે.

૭ આવી નારીઓના ઉત્કર્ષ માટે હવે ઘણે સ્થળે ગંભીર યત્નો થઈ રહ્યા છે.

૧૧ મોટા માણસના વિનાકારણ...બનનાર પ્રત્યે લોકો શંકાની નજરે જુએ છે.

૧૪ વડીલોની વધુ પડતી....બાળકોના વિકાસને રૂંધે છે.

૧૬ વિખ્યાત સીનેમા નટનું વિશેષ નામ

૧૭ આજના સંયોગોમાં મહાસભાનું હડત ઉપાડવાનું પગલું વાજબી છે કે ? એવા પ્રશ્નનો ઉત્તર સ્વાતંત્ર્યપ્રેમી અને વાસ્તવદર્શી માનવી ..મા આપનાં અચકારો

૧૮ અર્થહીન અક્ષરો.

૨૦ અવિચારી પણે અને ઉતાવળમા... ને મહત્વ આપ્યાથી પાછળથી ખૂબ શોષવું પડે છે

૨૨ આ શબ્દનો ઉચ્ચાર નિરંકુશ લહેરની કલ્પના ખડી કરે છે.

૨૪ આ 'ગોકુળ' ગૂંચવાઈ ગઈ છે. :

૨૬ સામ્રાજ્યભોક્તા પ્રજાના વિનાશનું મુખ્ય કારણ અતિ વૈભવને લીધે ઉદ્ભવતો...હોય છે એમ ઇતિહાસ કહે છે.

## ઉભી ચાવીઓ

૧ પ્રવાસ દરમ્યાન શીઘ્ર તેની સગવડ સાચવવા સારા... ની જરૂર પડે છે

૨ સ્લેટ૭

૩ અણધારેલ...નર, કરતા નારીનેવધારે, ગભરાવી મૂકે છે

૪ આ પ્રાણીની રમતને નીરખવાનું બાળકોને બહુ ગમે છે

૫ ગરીબોની આંતરડી કકળાવી ભારે ...નેવહોરી લેનાર માનવીના જીવનનું કલ્યાણ થતું નથી.

૮ દંભી માણસો સવારમાં ઉઠીને માત્ર...થી મુખ ઉજળું દેખાડતાં બહાર નીકળીપડે છે.

૯ ...હોય ત્યારે ગમે તેવો માનવી ઢીલો બની જાય છે.

૧૦ ગામડામા હજુ પણ તેની ઉપયોગિતા ઘણી છે

૧૨ ભોળા માણસો ...થી દૂર રહેવા પ્રયત્ન કરે છે.

૧૨ ...ની અપૂર્વ ભક્તિની અનેક વાતો પ્રચલિત છે

૧૩ વિરહી વનિતાની ઉર્મિઓ રંગીલી .. ના આગમને ક્ષુબ્ધ બને છે

૧૫ દમનનાં પગલા રાજ્યકારી ...નું દિવાળુ દેખાડે છે.

૧૯ . થી શોભતા માનવી પ્રત્યે કમાળો આશ્ચર્ય અને તિરસ્કારથી જોઈ રહે છે

૨૧ ...વાળા માનવીની સ્થિતિ ઘણીવાર નિ:સહાય બની જાય છે.

૨૩ અતિશય ..રાજ્યશાસન પ્રત્યે બેદિલી ઉભી કરે છે.

૨૫ રોમાચક નવલકથા . વિના અપૂરી ગણાય છે

સહી ______

સરનામું ______

[મુંબઈના કલેકટરે મંજુર કરેલી] ગામ ______

| મ. ઓ. | રોકડ | પોરટલ : | મે મારી |
|---|---|---|---|
| રસીદ | પાવતી | ઓર્ડર : | પ્રવેશ ફી |
| નં. | નં. | નં. : | |
| ...... | ...... | ...... | થી મોકલી છે |

પત્ર વહેવારનું સરનામુ

જન્મભૂમિ હરિફાઈ વ્યુહ ૫૯.

૧૩૮, ગેડોઝ સ્ટ્રીટ, પો. બો. ૬૨ કોટ મુંબઇ–૧.

# નારીની સાધના

શ્રી. ક્ષિતિમોહન સેન

અનુવાદક:

શ્રી નગીનદાસ પારેખ

*

સંત દાદુ દયાળને નાનીબાઈ અને માતાબાઈ નામે બે કન્યાઓ હતી. જ્યારે તેઓ પરણવાલાયક ઉમ્મરની થઈ ત્યારે માતપિતા તેમનાં લગ્નનો વિચાર કરવા લાગ્યાં. આજે પણ જો છોકરી મોટી થાય છે, તો માબાપને ચિંતા થવા માંડે છે, તો તે પ્રાચીન જમાનામાં તો પૂછવું જ શું? પણ આ સંસારી સાધુની બંને દીકરીઓએ તો કુંવારી રહેવાનો નિશ્ચય કરેલો હતો. આજે પણ છોકરીઓને કુંવારી રાખવાની માબાપોની હિંમત ચાલતી નથી, તો તે જમાનામાં તો ક્યાંથી જ ચાલે! વળી કુંવારી રહેવામાં છોકરીઓમાં પણ આજના કરતાં તે જમાનામાં વધારે હિંમત જોઈતી જ હશે તો.

આ બંને બહેનોને લગ્ન કરવાને સમજાવવાના અનેક પ્રયત્નો થયા. પહેલાં તો એમના પિતાએ જ એમને કહ્યું: 'બેટા, હવે તમે મોટી થઈ છો. તમારે હવે લગ્નનો વિચાર કરવો જોઈએ.' ત્યારે આ પુત્રીઓએ જવાબ આપ્યો: 'પિતાજી, તમારી સાધનાધારા અને વંશધારા બંને સાચવવાં અમારે માટે શક્ય નથી. ગમે તે એક જ અમારાથી સચવાય એમ છે. તો એમાં કયું શ્રેષ્ઠ? અમે તો તમારી વંશધારા આગળ ચલાવવાને બદલે સાધનાધારા જ આગળ ચલાવીશું'

પછી પિતા શું બોલે?

આ પછી માતાએ એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું: 'બેટા, આપણે સ્ત્રીઓને વળી સાધના શી? એ તો પુરુષોને શોભે. આપણે તો આપણો સંસાર ભલો. તમે હવે ઝટ સંસાર માંડો.'

પુત્રીઓએ જવાબ દીધો: 'માતા, સંસાર જો માંડવો હોય તો સંસારમાં મન જોઈએ. અમારું મન તો તપસ્યામાં–સાધનામાં છે. મનવિનાનો વિવાહ એ તો વ્યભિચાર જ કહેવાય.'

માતા પણ પાછી પડી. આ બંને બહેનો ઉપર એમના ભાઈની ખૂબ અસર હતી; તેના પ્રોત્સાહનથી જ બંને સાધનાને માર્ગે ચડી હતી. માતાપિતાએ એ ભાઈને પણ ઠપકો આપ્યો કે, લે હવે, બહુ ચડાવી મૂકી છે તે જો. ભાઈને પણ થયું કે, લાવને હું પ્રયત્ન કરી જોઉં.

તેણે જઈને બંને બહેનોને કહ્યું: 'બહેન, તમે સાધનામય જીવન ગાળવા માંગો છો એમાં તો કંઈ ખોટું નથી, પણ મારે માત્ર એક જ વસ્તુ વિષે તમને પૂછવું છે. માણસની દેહની ભૂખ કંઈ જેવી તેવી નથી હોતી. એ ક્ષુધા ખૂબ પ્રબળ હોય છે અને એને જીતવી એ અતિ મુશ્કેલ વાત છે. માણસનો સ્વભાવ જ અધોગામી છે. તો એ અધોગામી સ્વભાવને જીતશો શી રીતે?'

ત્યારે આ બહેનોએ જવાબ આપ્યો: "ભાઈ, તું અમને એમ પૂછે છે કે અમારામાં રહેલો શિવ (દૈવી અંશ) અમારા જીવ (પાશવી અંશ)ને શી રીતે જીતી શકશે?– માનવની સ્વાભાવિક ગતિ જે અધોગામી છે, તેને અમે ઊર્ધ્વગામી શી રીતે કરીશું? એ તો ખૂબ સહેલું છે. 'દીપ લગાય તેલ જસ ચઢિ દૈ.' તેલની સ્વાભાવિક ગતિ અધોગામી જ છે. કોઈ પણ પ્રવાહી નીચે જ વહેવાનું. પણ જ્યાં વાટને મોઢે દીવો પેટાવ્યો કે તરત

## વર્ષા



હેરે અનંતની આખડી,
કાંઈ લ્હેરે અનંતના હાસ;
આશ વર્ષાએ પૂરી.

કોમળ કોમળ કલ્પના,
કાંઈ ઊતરી જગમાં ખાસ;
આશ વર્ષાએ પૂરી.

પૃથ્વીએ પાલવ પાથર્યો,
એની પૂરી પૂરણ પ્યાસ;
આશ વર્ષાએ પૂરી.

ઝણકી જાગી ચેતના,
ઊઠી આનંદનો લે રાસ;
આશ વર્ષાએ પૂરી.

ઓ રે અનંતના તાંતણા,
ઊઠ માનવ! કાં બેઠો નિરાશ?
આશ વર્ષાએ પૂરી.

દહનારા દાહ હરિ ઠારશે,
હજી દૂર દૂર જગનો નાશ;
આશ વર્ષાએ પૂરી.

'મંજુલ'

જ તેલની ગતિ ઊલટી થઈ જવાની–ઊર્ધ્વ ગતિ થઈ જવાની. તે નીચે જવાને બદલે ઊંચે ચડવા માંડવાનું. એમાં મુશ્કેલી શી?"

ભાઈ શો જવાબ આપે?

આમ ભાઇ પણ સમજાવી ન શક્યો, એટલે પછી સખીઓને માથે એ કામ આવી પડ્યું. તેમણે જઈને કહ્યું: 'બહેન, સ્ત્રીઓએ તે કદી સાધના કરી છે? આપણાથી તે વળી સાધના થતી હશે? માટે તમે એ વાત પડતી મૂકો અને પરણી જાઓ.'

બહેનોએ જવાબ દીધો, 'બહેન, સ્ત્રીઓને મારનાર સ્ત્રીઓ જ હોય છે. સ્ત્રીથી કશું થાય નહિ, સ્ત્રી તો નમાલી, એવું કહેતાં તમને શરમ નથી આવતી? અમે તો પૂછીએ છીએ કે જગતે સ્ત્રી પાસે માંગ્યું છે ક્યારે? જગતે ક્યારે સ્ત્રી પાસે ઉચ્ચ વસ્તુનો દાવો કર્યો છે કે સ્ત્રી તે આપે? સ્ત્રી પાસે એવી માગણી થઈ હોય અને છતાં તેણે તે પૂરી ન કરી હોય તો ખરું કે સ્ત્રીથી કશું થતું નથી અને થવાનું નથી. પણ એમને એમ શા માટે સ્ત્રીને વગોવો છો? 'નાગસે કછુ હોત નહીં; બસ દાતા કછુ આહી?' એ તો જેમ ગોરખે જઈને મત્સ્યેન્દ્ર પાસે માંગણી કરી તો મત્સ્યેન્દ્રને આપવું પડ્યું.

પ્રસંગ એવો છે કે, મત્સ્યેન્દ્રનાથ એ ભારતવર્ષના અતિ પ્રસિદ્ધ યોગી હતા. ખૂબ ઊંચ ભૂમિકાએ ચડેલા હતા. એમને ગોરખનાથ નામે એક શિષ્ય હતો. મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા કામરૂ દેશમાં જઈ ચડ્યા. ત્યાં તો સ્ત્રીઓનું જ રાજ્ય. ત્યાં ગયા પછી અસાવધતા આવતાં મત્સ્યેન્દ્ર ખૂબ ભોગવિલાસમાં ડૂબી ગયા: તેમની ખૂબ અધોગતિ થઈ; આખો વખત સ્ત્રીઓમાં જ પડી રહેવા લાગ્યા. જ્યારે ગોરખનાથને કાને આ વાત આવી ત્યારે તેને પારાવાર દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે મારે મારા ગુરુને પાછા ઉપર લાવવા. તે તરત જ કામરૂ દેશ

જવા શિપડ્યો. ત્યાં પહોંચી તેણે મત્સ્યેન્દ્રને મળવા પ્રયત્ન કર્યો, પણ એને કોઈએ અંદર જવા દીધો નહિ. આખરે એણે દેવડીએ પડેલા નગારા ઉપર ચોબ ચલાવ્યા અને તે અવાજ સાંભળી મત્સ્યેન્દ્ર એકદમ બહાર આવ્યા.

'કોણ છે?'

'જાગ મછેન્દર, ગોરખ આયા.'

પોતાના શિષ્યને આટલા દૂરના પ્રદેશમાં આવેલો જોઇ ગુરુનું વત્સલ હૃદય જરા પલળ્યું. પૂછ્યું, 'શું છે? કેમ આવ્યો છે?'

'મારે તમારી પાસે ઉપદેશ જોઇએ છે.'

મત્સ્યેન્દ્રે નિખાલસતાથી અને ઊંડા દર્દથી કહ્યું: 'બેટા, હવે આ કંઈ પહેલાંનો મત્સ્યેન્દ્ર રહ્યો નથી. હું તને ઉપદેશ નહિ આપી શકું.'

'તે ન ચાલે. આપવો જ પડશે. હું તમારો શિષ્ય છું, તમે મારા ગુરુ છો. ગોરખ માગે અને મછેન્દર ના પાડે એ બને જ નહિ.'

બસ, મછેન્દર જાગી ગયો. તેનું ભોગજીવન ક્ષણમાં સાપની કાંચળીની જેમ ઊતરી ગયું. બાળકનો જન્મ થયા પછી તેની નાડી માતાની નાડીથી સ્વતંત્ર થઈ જાય છે, માતૃનાડીનો સંબંધ જેમ બંધ થઈ જાય છે, તેમ પલકમાં મછેન્દર પાછો પૂર્વ ભવનો મછેન્દર થઈ ગયો અને ગોરખની સાથે ચાલી નીકળ્યો. અહીં જેમ શિષ્યે દાવો કર્યો તો ગુરુએ પાત્રતા મેળવી તેને સંતોષવો પડ્યો, તેમ શ્રી પાસે જો માગણી કરવામાં આવે, તો તે પણ જરૂર સંતોષે, માણસ પોતા પાસે પણ જેટલી માગણી કરે તેટલું જ એને મળે."

હવે સખીઓને પણ કશું કહેવાનું રહ્યું નહિ.

દાદુ દયાળના એક ભક્ત રાજા ભગવાનદાસ કરીને હતા. તેમણે આ બહેનોને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો. તેમણે કહ્યું: 'શ્રી જાને કોમળ છે. એનાથી કઠોર સાધના નહિ થઈ શકે, માટે તમે હઠ છોડી દો."

## દયારામભાઈનું એક અજાણ્યું



## હિંદી પદ

[ સંપાદક : શ્રી. મંજુલાલ મજમુદાર ].

(ઢાળ : 'જોગી જોગન બનાકે કિધર ગયો રી?')

દયારામ

છેલા! નેક નીકી બાંસુરી બજાય જા હો
બજાય જા, સુનાય જા, રીઝાય જા હો.
છેલા!૦

તેરી બાંસુરીને મેરી પાંસુરિયાં પ્રોઈ;
સુને બિના જા સોહાય ના હો.
છેલા!૦

શિશ મુકુટ, કટિ કાછની, કર બેનુ, ઉર માલ:
યહ બાનકસો મનબસો સદા બિહારીલાલ.
ઇન બંસીને મેરો મન હર્યો રે,
ઘર આંગના ના સોહાય જા હો.
છેલા!૦

રંગ ભરી મૂરત, અનંગ ભરી અખિયં;
દેખે બિના ના રહ્યો જાય જા હો.
છેલા!૦

અયે! કઠિન આહીર કે! મેરી ને કપીર પહેચાન:
તુજ સુખ દેખન કારને, છાંડ દઈ કુલ-કાન.
દયાકે પ્રીતમ મેરી તપન બુઝેગી,
અટેલે તું હરિ, હીયમેં લગાય જા હો.
છે૦!૦

## રંગ–રાસ



(આવો આવો પધારો મોંઘેરા મેમાન...)
વા'લા રંગમંડપમાં આવો રસ–રાજ
કેસુડામાં રંગચીર બોળીએ....!
કેસરવાઘા સજી ત્હમે, આવો રસ–રાજ
રૂડા ફાલ્ગુને ફાગ ખેલીએ....!

સાખી

ફાલ્ગુન ફાલ્યો ફાલમાં ને વિકસાવ્યા નવ રંગ
આજે આવી માંડવે....જગાવો એ રસધૂન
વા'લા રંગમંડપમાં આવો રસ–રાજ
કેસુડાંમાં રંગચીર બોળીએ
સમજી સમજાય નહિ...
વદી વદાય નહિ....
....કાના....આવો....
કેસર વાઘાના, આવો કનૈયાલાલ
કેસુડાંમાં રંગચીર બોળીએ !

સાખી

કાના ત્હારા નાદથી ઘેલું બન્યું આ વ્રજ
બંસીના નાદથી, ભાન ભૂલે આ વૃંદ
કાના આવો ફાલ્ગુને ફાગ ખેલીએ....!
કેસુડામા રંગચીર બોળીએ....!

કુમુદ સી. મજમુદાર

ત્યારે બહેનોએ જવાબ વાળ્યોઃ “અંકુર કોમળ હોય છે, કૂંપળ કોમળ હોય છે, પણ એ જ કોમળ કૂંપળ ‘પાખાણુકા સાખણુ કરે ગાંઠ ગાઠ લકરાઇ’–પથ્થર જેવી કઠણ ડાળીઓને ભેદીને તેની ગાંઠેગાંઠને નવપલ્લવથી મર્મરિત કરી મૂકે છે, અને એ જ કોમળ અંકુર ધરતીના પડને ચીરીને ઉપર આવે છે. એટલે સ્ત્રીઓ કોમળ છે એમ કહીને સ્ત્રીઓ નિર્બળ છે, એવું સાબિત કરવા મથશો નહિ.”

પણ આ રાજા એમ હારે એવા નહોતા. એ બુઢ્ઢાએ નવો પ્રશ્ન પૂછયો: ‘ભલે, પણ તમે હજી નાની છોકરી છો, તમારી તે શક્તિ કેટલી ? સાધના કેટલી ? ગજુ કેટલુ ?’

બહેનોએ કહ્યું, “મહારાજ, બીજ કેટલું નાનું હોય છે? અગ્નિનો તણખો કેટલો નાનો હોય છે! અને છતાં એ બીજ જ ધરતી નીચે દબાયું હોય છે ત્યાંથી એ બધાને વટાવીને, પોતાનો માર્ગ કરીને સૂર્ય સામે પોતાનો બાહુ વિસ્તારે છે; એ અગ્નિનો તણખો જ પ્રબળ જ્વાળા પ્રગટાવે છે–લાકડાનો ખડકલો નકામો હોય છે. બાધાને છતવી એનું નામ જ પ્રાણ –‘બાધાજિત નિત પ્રાણ ”

આટલાથી પણ રાજા ધરાયા નહિ. એમણે વળી પ્રશ્ન કર્યો· ‘પણ તમારી સાધનાની રીત તો જરા બતાવો.’

ત્યારે આ બહેનોએ કહ્યું· “સાધનાની વળી રીત શી? સાધના એ તો સ્વાભાવિક વસ્તુ છે–સહજ વસ્તુ છે. એ કાંઇ મારીબાંધીને બળજબરીથી પાળવાની વસ્તુ નથી. શિશિર ઋતુમાં વૃક્ષોમાંથી નવપલ્લવ ફુટાડવા માટે કોઈ લાખો કુહાડી ચલાવે પણ ડાળી ભેદીને એક પણ કૂંપળ ન કાઢી શકે. પણ જ્યાં વસંતનો મલય–સમીર વાવા માંડે કે લાગલી જ કોમળ કૂંપળો એ ડાળીઓને ભેદીભેદીને ડોકિયાં કરે છે.

‘હારે લાખ કુરહાડી તૈંહ જીતે મલય-સમીર’–એમ અમારી સાધના પણ મલય-સમીર જેવી સહજ જ હશે.”

## પૂજારણ



હું પ્રેમ પૂજારણ, પીયુ પ્રતિમાની....
રટતી નીરંતર પ્રેમ....પ્રેમ....પ્રેમ !
મ્હારા હૈયે, પ્રેમના પૂજન કરતી....
જપતી નીરંતર પ્રેમ....પ્રેમ....પ્રેમ !
પ્રેમ દેવની બની પૂજારણ..............
ભર દરિયે હું આવી "પૂજારણ"!
પૂજન કરવા "વિશ્વ—વિભુવર"
શોધી રહી હું સાથી રસીકવર........
અંતર રસની છોળ ઉછળતી...........
જપતી નીરંતર પ્રેમ....પ્રેમ....પ્રેમ !

ભાલચંદ્ર વૈરાટકર

કશું જ ન ચાલ્યુ, ત્યારે રાજાએ એક છેલ્લો પ્રશ્ન પૂછયો 'સારું. પણ તમારી સાધનાનો ક્રમ–plan–યોજના શી છે તે તો મને કહો.'

ત્યારે એ બહેનોએ કહ્યું; 'આગળથી તૈયાર કરેલા નકશા પ્રમાણે તો મકાનો જ ચણી શકાય, ઝાડ ન ઉગાડી શકાય. ઝાડ તો પોતાની–સ્વૈર સહજ–રીતે જ ઊગે, તેમ સાધના અને જીવનનો પણ નકશો તૈયાર ન હોય. એ તો જીવંત વસ્તુ રહી, એટલે એ તો ઊગે–પોતાની સહજ ગતિએ વધે અને વિકસે.'

રાજાની અને સૌની ખાતરી થઈ ગઈ કે, આ બહેનોને પોતાના નિશ્ચયમાંથી ચળાવવી એ અશક્ય પણ છે અને અનાવશ્યક પણ છે.

## બહેન



( રાગ—આશા ભર્યા તે અમે આવીયા. )

મીઠી વાડીની મહી વેલડી,
એવી દેવની દિધેલ બહેન એક રે–
જુગમાં જીવો બહેની રે
સુવાસ સ્નેહ તણી પાથરે,
ત્યારે દિસતી સ્નેહ તણું ફૂલ રે–જુગમાં.
તારા હૃદયના સાગરેથી,
મારે લેવી છે સ્નેહ તણી છીપ રે–જુગમાં.
મીઠા મધુર હેત તરંગમાં,
મારી નાવડી ખૂબ ઝોલાં ખાય રે–જુગમાં
વનવગડા તણી વીરડી,
એવી દિસે છે વીર તણી બહેન રે–જુગમાં.
તારા રિસામણાં સાંભરે,
ત્યારે ઉર મહી કંઈ કંઈ થાય રે–જુગમાં.
શ્રાવણ મહીનો આવશે,
ને ત્યારે રાખડી બાંધજે બહેન રે–જુગમાં.
સુખદુઃખ કેરા વાદળડે,
તને ભુલીશ નહિ હું, બહેન રે–જુગમાં.
પળે પળે મુખે બોલતી,
ને મારો વીરલો જીવશે જુગ રે–જુગમાં.
અંતરથી દઉં આશિષો,
ને બહેની જીવજે શત શત વર્ષ રે–જુગમાં.

દિનેશ બી. ત્રિવેદી

# ગૂજરાતણોની શરીર-સંપત્તિ

શ્રી. રણજીત મ. પટેલ

( ગતાંકથી ચાલુ )

## પ્રકરણ ૬•

## કારણોની પરંપરા

[ ઉત્તરાર્ધ ]

'જે વર્ગને પૂરતું પોષણ મળી શકે છે તેમને પોષણમાંથી જીવનું શોધી કરવા માટે ફેફસાં નથી અને જે વર્ગને પૂરતાં મોટાં ફેફસાં છે તે વર્ગને સાફ કરવા જેટલું લોહી પૂરું પાડનાર ખોરાક નથી. બંને પાસે વધારો છતાં બંને ભૂખે મરતા. જાણે રોટલા અને હવાના ભાગ વહેંચાયા.'

**આર્થિક કારણોઃ—**

શું ગુજરાત કે શું હિંદ—બંનેનો એકમાત્ર વ્યાધિ છે. અપોષણ અનારોગ્ય એ એનું સીધું પરિણામ છે. પછી તે અનારોગ્ય હોય સ્ત્રીનું વા પુરુષનું. ગરીબાઈથી ભૂખમરો ને અપોષણ નીપજે છે, ભારત વર્ષની ત્રીજા ભાગની પ્રજા પુરું એક ટંક પણ ખાવા પામતી નથી. બીજી ત્રીજા ભાગની પ્રજા બે ટંક ખાવા પામતી હશે પણ યોગ્ય ખોરાક તો હરગીઝ નહીં. માત્ર ત્રીજા કે ચોથા ભાગની પ્રજા વર્ષે નવ શેર ઘી અને દિવસે પાશેર દૂધ માંડ પામે છે. એવો હિસાબ કાઢવામાં આવ્યો છે કે પ્રત્યેક હિંદીને ઓછામાં ઓછો રોજિંદો ૧·૬ રતલ આહાર જીવનટકાવ માટે તો મળવો જોઈએ; જ્યારે માંડ મળી શકે છે ·૯૪ રતલ ખોરાક. અને આટાને—આહારને અને આયુષ્યને તો ગાઢો સંબંધ છે. જે તે આંકડા તેની શાખ પૂરશે.*

આંકડા બોલે છે કે જ્યાં યોગ્ય પોષણ છે ત્યાં બાળમરણ પ્રમાણ અલ્પ છે ને ત્યાંજ શોષબળ વધારે છે તથા આયુષ પ્રમાણ પણ વધારે છે. આમ અપોષણ એ ગુજરાતનો તેમજ હિંદનો વ્યાધિ છે. સમગ્ર દેશની આવી અસહ્ય ગરીબીમાં—તેમાંયે વળી નારી શરીરોપયોગી પૌષ્ટિક આહાર ક્યાંથી મેળવી શકે? આમ અપોષણમાંથી દૂર્બળ, નિર્માલ્ય નિર્વીર્ય પ્રાણ-શક્તિ જન્મે. જ્યાં આવી સત્ત્વહીન પ્રાણશક્તિ હોય ત્યાં જનમપ્રમાણ વિશેષ નજરે પડે; કેમ જે પ્રજાનું જન્મપ્રમાણ તો બે રીતે પણ ઉંચું હોઇ શકે છે. શક્તિથી અને અશક્તિથી, વીર્યબળથી અને કામવાસનાથી પણ. વીર્યબળથી

*પોષણ અને આવરદાનો સંબંધ

| દેશ | વર્ષે જણ દીઠ દુધ : ગેલન : | સરાસરી આયુષ | જન્મ પ્રમાણ હજારે | મરણ પ્રમાણ હજારે | બાળ મરણ | શોષબળ હજારે |
|---|---|---|---|---|---|---|
| અમેરિકા | ૫૫ ૩ | ૫૦ | ... | ... | ... | ... |
| વિલાયત | ૩૦·૮ | ૫૧ | ૨૭ | ૧૫ | ૭ | ૧૨ |
| જાપાન | ... | ૪૪ | ૩૨ | ૧૨ | ૧૬ | ૨૦ |
| ફ્રાન્સ | ૨૫·૦ | ૪૮ | ... | ... | ૮ | ... |
| જર્મની | ૨૭ ૩ | ૪૮ | ૩૨ | ૧૮ | ૧૦ | ૧૪ |
| હિંદ | ૮·૫ | ૨૪ | ૩૮ | ૩૩ | ૨૦ | ૫ |

જન્મેલ પ્રજા શહરવાળી થાય. કામવાસેનાથી જન્મેલ મરવાને બ્હાને જીવતી હોય. આમ એક અનિષ્ટમાંથી અનેક અનર્થોની પરંપરા ચાલ્યા જ કરે છે. અંતે ગરીબાઇનું પરિણામ બીજું શું હોય? दैन्यहि दोषो गुणहानिनाश। કે અન્ય કંઇ! મહા ગુજરાતનો પ્રદેશ વિસ્તાર ૭૩,૦૦૦ ચોરસ માઇલ અને તેની વસ્તી ઈ.સ. ૧૯૩૧ ની ગણત્રી પ્રમાણે લગભગ એક કરોડ ને ચૌદ લાખની. ગુજરાત ગામડાંમાં વસેલો હોવાથી તે ખેતીપ્રધાન તો છે જ, છતાં પણ ગુજરાતીઓનું વેપાર અને ઉદ્યોગમાં આખા દેશમાં આગળ પડતું સ્થાન છે. આ વસ્તુસ્થિતિને દૃષ્ટિ સમક્ષ રાખી કેટલાક ગુજરાતને ધનાઢ્ય ને લક્ષ્મીસંપન્ન માની લેવાની સહજ ભૂલ કરે છે. પણ આ વિચારણા ભૂલભરેલી છે. પ્રો. સી. એન. વકીલના કહેવા મુજબ જો આપણે ગુજરાત ને કાઠિયાવાડના ખેડુતની સ્થિતિનો વિચાર કરીએ, તેની કમાણીનો ચોક્કસ આંક મેળવીએ, વર્ષની મોટા ભાગની તેની બેકારીનો ખ્યાલ કરીએ, તેના કરજભારનો કંઈક આછોઝાંખો ક્યાસ કાઢીએ તો આપણે સખેદ કબુલ કરવું જ પડશે કે ગુજરાતની આર્થિકસ્થિતિ સંતોષકારક નથી. હિંદના અન્ય પ્રાંતોની સરખામણીમાં ગુજરાત આર્થિક રીતે માતબર હોય તેથી ફુલાઈ જવાની લેશ માત્ર જરૂર નથી. મતલબ કે, આર્થિક બેહાલી ભોગવતા હિંદ સાથે હિંદના અન્ય પ્રાંતો સાથે સરખામણી કરવી એ વસ્તુ જ મૂળે બેહૂદી છે. આપણા અર્થતંત્રની અતંત્રતાએ આપણને પરતંત્ર બનાવ્યા છે ને પરાધીન રાખ્યા છે. આપણા એ વિપરીત અર્થતંત્રે આપણાં સાહસ, સાધન ને સંપત્તિનો સંપૂર્ણ હ્રાસ કાઢવામાં, આપણી આર્થિક આગેકૂચમાં આડખીલી ઉભી કરી છે. પ્રતિ વર્ષે દુકાળમાં અધિક માસ જેવી આવતી પ્રકૃતિની પ્રતિકૂળ પરિસ્થિતિને અંગે ગુજરાત, સામાન્ય રીતે ગુજરાતનો ખેડુત કેવી 'આર્થિકભીંસ; ઇકોનભીંસ અનુભવે છે તે તો છેલ્લા દાયકાનું એક સામાન્ય કરુણદૃશ્ય થઇ પડ્યું છે. 'મહાગુજરાતનાં અંગોનું આર્થિક સમવાયતંત્ર' (Economic federation) આપણી પ્રગતિ માટે આવશ્યક છે? જો ગમે તેમ, પણ 'શું હિંદની ગરીબાઇને પણ હદ છે? એની હિંદવ્યાપી સત્તાનો પ્રત્યેક હિંદીજનને સ્વાનુભવ છે, છતાંયે અન્ય દેશોની સરખામણીએ જોઇએ તો:-પીં. ૬૩૦૦ નિયુન રાષ્ટ્રધન. પ્રત્યેક દેશજનની મિલ્કત રૂા. ૩૦૦ અન્ય દેશોની તુલનાએ અનુક્રમે હિંદ, જાપાન, ચીન, રૂશિયા, વિલાયત, અમેરિકા, જર્મની રૂા. ૩૦૦, ૩૦૦, ૭૫૦, ૧૨૦૮, ૫૬૭૦, ૪૫૦૦, ૩૭૦૦ ।

વિશેષમાં અંગ્રેજરાજ્યના આગમન વખતે હિંદીજનની સરાસરી રોજિંદી આવક હતી રૂા. ૦-૬-૦ ૭ આના; તેને બદલે આજે છે પ્રત્યેક દેશજનની સરાસરી દૈનિક આવક રૂા. ૦-૧-૬ અને અન્ય દેશોની તુલનાને જોઈએ તો:—

| દેશ | સરાસરી રોજિંદી આવક | કેટલા ગણી |
|---|---|---|
| પ્રત્યેક હિંદીની | રૂા ૦-૧-૬ | ૧ |
| ,, જાપાનીઝની | ,, ૪-૧૧-૦ | ૫૦ |
| ,, અંગ્રેજની | ,, ૬-૬-૦ | ૬૮ |
| ,, ફ્રેંચમેનની | ,, ૭-૪-૦ | ૭૭ |
| ,, અમેરિકનની | ,,૧૪-૯-૦ | ૧૫૫. |

આટલી આવકમાં શું ખાવું? શું પહેરવું? શું ઓઢવું? ક્યાં રહેવું? કેમ રહેવું? બેકારીનો હાઉ ડગલે પગલે ડાચી રહ્યો છે. અલબત્ત! આ તો પ્રત્યેક દેશજનની રોજિંદી આવક ગણી. નહિતર હિંદમાં નામદાર નિઝામ જેવા કુબેરભંડારીઓ પણ પડયા છે. પણ એકંદરે તો ૩૧ કરોડ દેવોની વાર્ષિક પેદાશ રૂા. ૫૦-૦-૦ થી વિશેષ નથી, આનો અર્થ માત્ર એટલો જ કે પ્રજાના મોટા ભાગને ખાવા અન્ન નથી, પહેરવા વસ્ત્ર નથી, રહેવા ઘર નથી.

આને કાજે સમૃદ્ધિના ટકાનું પ્રમાણ પણ જાણવું આવશ્યક છે, સમજવા જેવું છે. (૧ વર્ગ) વિપુલ વૈભવ વિલાસવાળા–(દશાંશમાં ૦૦૧૮ (૨ જો વર્ગ) મધ્યમ–સારા પ્રમાણમાં સાધનવાળા ૦૭૨૧ (ત્રીજો વર્ગ) જરૂરી પ્રમાણમાં–સાધારણ સુખી વર્ગ ૦૮૪૬ (ચોથો વર્ગ) ખાવા અન્ન, પહેરવા વસ્ત્ર, રહેવા ઘર ને દેણામુક્ત વર્ગ ૦૭-૮૩૬ (પાંચમો વર્ગ) બે ટંક માંડમાંડ પોષણ મેળવતો. ૧૦-૯૧૭ (છઠ્ઠો વર્ગ) જેને બે ટંક ભોજનના પણ સાંસા છે તેવા દેવાદાર ૮૮-૦૮૫૮.

આ ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે હિંદના ૮૮% માણસો તો પશુજીવન વ્યતિત કરે છે. માત્ર ૧૨% ટકા જ આ સંસારમાં પોતાની જીવનનૌકા સ્વચ્છંદે તરાવે છે. પોષણનું તત્ત્વ નીચું–અરે નહીં જેવું હોવાથી સામાન્ય જનતાનું સત્ત્વ ઘટી જાય છે અને તેથી તેઓ રોગચાળાની સામે ક્ષીણ શક્તિને લીધે ઝઝૂમી શકતા નથી. એકલા કૃષિપ્રધાન દેશની કૃષિજીવી પ્રજાની આવી જ સ્થિતિ થાય તે તો સમજી શકાય તેમ છે. ઉદ્યોગજીવી પ્રજા તરીકે આપણે અન્ય દેશોની તુલનામાં પારાવાર પછાત છીએ. ઈ. સ. ૧૯૧૧, ૧૯-૨૧ ને ૧૯૩૧ માં આપણે ત્યાં અનુક્રમે ૭૧%, ૭૨-૮ ટકા, ૭૩ ટકા કૃષિજીવી અને ૫-૬ ૪-૯ ને ૪-૪ ઉદ્યોગજીવી પ્રજા હતી. હિંદની ધંધાદારી વહેંચણી પ્રમાણે પણ ખેતી–મજુરીમાં (૩૨ + ૩૯) ૭૧ ને વેપાર-ઉદ્યોગમાં ૧૧ ને અનુત્પાદક લોકોના ૧૮ છે. જાણીએ છીએ કે હિંદ ગામડાંમાં વસેલો છે. જ્યાં સુધી હિંદ ગ્રામસંસ્કૃતિનો વિનાશ નહોતો થયો ત્યાં લગી હિંદની આર્થિક બાબતમાં સર્વથી મોખરે હતો. એની પડતીનાં પગરણ શરૂ થયાં. ગ્રામસંસ્કૃતિનો વિનાશ થયો. ધરતીનાં ધાવણથી પોષાતી ૭૩ ટકા પ્રજા ખેતીની કંગાલિયતથી અસહાય બની. ઉદ્યોગોના અભાવે બેકારીનો હાઉ આવ્યો. પરદેશી ચૂસણનીતિએ હિંદનાં રક્તાંસત્ત્વાં હાડ પણ ચૂસી લીધાં. પ્રતિકૂળ વેપારનીતિએ હિંદના જહાજને પ્રતિકૂળ–અવનતિની દિશામાં દોર્યું અને વિપરિત અર્થતંત્રે દેશના અને દેહના તંત્રને અતંત્ર કરી દીધું; પરિણામે સારાયે હિંદમાં ગરીબાઈ ગરીબાઇ અને ગરીબાઈ જ ડોકિયાં કરી રહી છે.

હિંદના અન્ય પ્રાંતોની તુલનાએ ગુજરાતની આર્થિક સ્થિતિને સ્હેજ સદ્ધર ગણીએ તો તેથી ગુજરાતી સ્ત્રીઓના આરોગ્યમાં ખાસ કંઈ વધારો કે સુધારો થઇ ગયો હોય એમ માનવાની કંઇ જરૂર નથી. મુડીવાદને અંગે દ્રવ્યની અસમાન વહેંચણીથી રાજકારણમાં, સંસારવ્યવસ્થામાં ને સમાજવ્યવસ્થામાં મોટા વર્ગ પડી ગયા છે, જેનું સીધું પરિણામ ગુજરાતના મોટા ભાગના ભાગ્યલલાટે તો ભૂખમરો જ લખાયેલો છે. ગુજરાતનાં વિપુલ ગામડાં–એ ગ્રામવાસીઓની એકની એક ખેતી–તે ય કંગાલ ને સત્વહીન, ગણ્યાગાંઠ્યાં શહેર–શહેરનો મીલ-ઉદ્યોગ–કારખાનાં–વિશેષે બેકારી–ને યંત્રની સાથે યંત્રવત્ બની કામ કરતાં મીલમજૂર–સ્ત્રીને પુરુષ આમાંયે ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ તો ખરેખર કફોડી છે. ગ્રામવર્ગની મોટા ભાગની સ્ત્રીઓ સવાર સાંજ ઘરનું કામ કરે છે ને દિવસભર મીલોમાં, કારખાનાંઓમાં કે ખેતરમાં પણ તનતોડી મહેનત કરે છે. સાચે જ! આપણા શ્રમજીવીઓની તો ત્રિવિધ દુઃખદ સ્થિતિ છે. કેમકે ઉદરનિર્વાહ અર્થે અતિશ્રમ તો તેમને કર્મે લખાયેલો જ હોય છે. તેમાં વળી અતિશ્રમથી થવા પામેલ શરીરના cells ના ક્ષય ને ઘસારાને પહોંચી વળવા નથી મળતો યોગ્ય ને પૂર્ણ આહાર, ને આરામ તથા શ્રમજીવીઓને તો જાણે બાપે માર્યાં વેર! (ચાલુ)

# સ્ત્રી-જગત  સમાચાર

લાઠીના મર્હુમ ઠાકોર સાહેબ અને ગુજરાતના લોકપ્રિય કવિ કલાપીના સ્નેહરાજ્ઞી શ્રી. શોભના (મોંઘીબાઈ) નું અવસાન થયું છે. કલાપીના જીવન અને સાહિત્યની પાછળ શ્રી. શોભના એક જીવંત પ્રેરણા સમા હતાં. કલાપીના રાણીશ્રી રમામા સાથે તેઓ આવેલાં ને પછી સ્નેહરાજ્ઞી તરીકે શ્રી. કલાપી સાથે તેઓનાં લગ્ન થયાં. તા. ૧૦–૬–૧૯૦૦માં કલાપીજીના સ્વર્ગવાસ પછી ૪૨ વર્ષનું વૈધવ્ય પાળી શોભનાનું અવસાન થયુ. અત્યાર સુધી લાઠી સ્ટેટે સ્વર્ગસ્થનાં રાણી તરીકે તેમનું સંપૂર્ણ ગૌરવ જાળવ્યું હતું: કલાપીની કવિતા સાથે શોભનાનું નામ જોડાયેલું છે: અને જીવનની અંતીમ ઘડી સુધી 'કલાપી' નામનું રટણ તેઓ જપ્યા કરતા. કેકારવમાં 'હૃદય ત્રીપુટી' નામનું કાવ્ય શોભનાને દૃષ્ટિમાં રાખીને આલેખાયેલું છે. અશ્રુકવિ તરીકે જાણીતા કવિ કલાપીનાં સ્નેહરાજ્ઞી શોભના ભાદરવા સુદી ૧૧ના રોજ સ્વર્ગવાસી થયાં છે.

*

લાઠીના ના. રાણી સાહેબે કુંવરને જન્મ આપ્યો.

*

રાજકોટ વનિતા વિશ્રામના ગૃહપતિ બહેનની જગ્યાએ પુરુષની નિમણુક થતાં વિદ્યાર્થીનીઓએ હડતાળ પાડી હતી. અને છ માસીક પરીક્ષામાં માત્ર ચાર વિદ્યાર્થીનીઓએ હાજરી આપી હતી.

*

કચ્છ માંડવીમાં પહેલ વહેલું મફત પ્રસુતીગૃહ ઉઘડયું. તેના નિભાવ માટે શેઠ લીલાધર મોરારજીએ રૂ. એક લાખ આપ્યા અને એમના પુત્ર શેઠ વિજયસિંહે રૂ. પચીસ હજાર આપ્યા.

*

હૈદ્રાબાદ (સીંધ) માં એક આમીલ જુવાને પોતાના સગા કાકાની દીકરી સાથે લગ્ન કર્યા તેથી તેમની જ્ઞાતિએ તેમનો રૂપિઆ ૫૧ દંડ કર્યો

*

નવસારીમા એક દક્ષિણી ભાઇનો છોકરો ગુજરી જવાથી તેને સ્મશાન લઇ ગયા, પણ ત્યા તે જીવતો જણાવાથી ઘેર લાવ્યા.

*

બંગાળના જાણીતા સીનેમા એક્ટર શ્રી. જ્યોતિપ્રકાશ ભટ્ટાચાર્ય અને તેમનાં પત્ની ગેલાએ ઈસ્લામ ધર્મ અંગીકાર કરી યુસુફઅલી અને સકીનાં નામ રાખ્યાં.

*

જામનગર મહારાજા યુદ્ધ સમીતીમાં હાજરી આપવા લંડન જવાથી નવાનગર સ્ટેટનો વહીવટ મહારાણી સાહેબ શ્રી. ગુલાબકુંવરબાએ સંભાળી લીધો છે.

*

વડોદરામાં સુરસાગર તળાવમાંથી એક પાટીદાર યુવતીની લાશ મળી.

*

ભાવનગરમાં એક આધેડ ઉંમરની વીધવા બાઈએ બાળકને જન્મ આપી પાડોશી વણિકને ઘેર સંતાડયુ. પણ બાઈ પકડાઈ ગઈ. તેને મોટી ઉંમરનો દીકરો અને પરણાવેલી મોટી દીકરી હયાત છે.

*

બીલખાના એક લોહાણાએ પોતાની પુત્રીને મોટી રકમ લઈ એક વણીક સાથે પરણાવી દીધી હોવાનું કહેવાય છે.

*

વડોદરા રાજ્યમાં ૧૯૪૦–૪૧ના વર્ષ દરમ્યાન હિંદુ નાતિમાં છૂટાછેડા મેળવવા માટે ૩૨ કેસો નોંધાયા હતા. તેમાં ૩૧ સ્ત્રીઓએ પોતાના પતિ સામે અને એક પતિએ પોતાની પત્ની સામે ફરીઆદ નોંધાવી હતી.

*

જેતપુરમાં એક ગૃહસ્થ ઘરની બાઇએ જીવનથી કંટાળી કૂવામાં પડી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો, પણ બાઈને બચાવી લેવામાં આવી છે.

*

મુંબઈમાં એક પારસી ગૃહસ્થે પોતાની પાડોશમાં રહેતી ત્રણ પારસી બાઇઓ સામે બદનક્ષીની ફરીઆદ નોંધાવી હતી, પણ ભવિષ્યમાં હવે તેને હેરાન નહિ કરવામાં આવે એવી ખાત્રી આપવાથી કેસની માંડવાળ થઈ છે.

*

વેરાવળના એક લોહાણા બંધુએ એક સ્થળેથી સગપણ તોડીને પોતાની પુત્રીને એ ગામમાં જ બીજે સ્થળે પરણાવી હતી. તે બાઈ થોડા માસ પહેલાં વીધવા થઈ. તે વિધવા થઈ ત્યારે સગર્ભા હતી અને તેણે એક બાળકને જન્મ આપ્યો ત્યારે તે તેના પિતાને ઘેર હતી.

બાઈના માબાપે તેના સાસુને તેમના ચાર માસના બાળકને સંભાળી જવા કહ્યું. તે સાસુ તે બાળકને લઈ ગઈ. પણ પછી તે બાળકની માના વિધવા બાઇએ બાળકની માગણી કરતાં પાછુ સોંપવા ના કહી, આથી આ હકીકત ત્યાંના મહાજન પાસે રજુ થઈ છે.

*

# પુસ્તક પરિચય

**ભારતકથાઓ** ( લેખક શ્રી. હર્ષદ પટેલ. પ્રકાશકઃ શ્રી. બાળવિનોદ કાર્યાલય, મલાડ. કાચું પુઠું પૃ. ૭૬ કિંમત ૭ આના ).

હિંદના જુદાજુદા પ્રાંતોમાં પ્રચલીત નવ લોકકથાઓનો આ સંગ્રહ છે. જે પ્રાંતની વાર્તા હોય તેની શરૂઆતમાં તે પ્રાંતનો પરિચય કરાવવામાં આવ્યો છે. આવી પહેલ આ પુસ્તકમાં જ જોવામાં આવે છે વાર્તાઓ બાળકોને ગમી જાય તેવી છે.

**પોયણી** ( લેખક : શ્રી. હરિલાલ ગો. પંડ્યા, પ્રકાશક : ઉપર મુજબ કાચું પુઠું પૃ. ૩૨ કિં. ૦-૩-૦ )

બાળ વિનોદમાળાનાં નાનકડાં પુસ્તકો બાળકોમાં ખૂબ જ લોકપ્રિય થયાં છે. અત્યાર સુધીમાં તેની લાખો નકલો ખપી ગઈ છે. આઠમા વર્ષના સાતમા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રગટ થાય છે. નાનીનાની બાળ કવિતાઓનો આ સંગ્રહ કાવ્યને અનુરૂપ ચિત્ર સાથે પ્રગટ થવાથી બાળકોને ખૂબ જ ગમશે.

**ગુજરાત વાચનમાળા–પુસ્તક બીજું** (સંપાદકો: શ્રી. પોપટલાલ ભ. ગોહિલ અને રા. ધનેશ્વર હ. જોશી. પ્રકાશકઃ શ્રી. જેચંદ તકલશી એન્ડ સન્સ, મુબઈ–૧. કિંમત સાડા ચાર આના).

સરકારી વાચનમાળા બંધ કર્યા પછી કેટલીક ખાનગી કંપનીઓએ અને નવજીવન કાર્યાલયે પ્રાથમિક શાળા માટે વાચનમાળા સીરીઝ પ્રગટ કરી છે. તે રીતે આ વાંચનમાળાની બીજી ચોપડી પ્રગટ થાય છે. પાઠોની પસંદગી સુંદર થઈ છે. ત્રીસ વર્ષથી બાળકોના સીધા સંપર્કમાં રહેલા બે શિક્ષક બંધુઓએ આ વાચનમાળા તૈયાર કરી હોવાથી બાળકોને શીખવામાં ને શિક્ષકોને શીખવવામાં સરળતા પડે અને જ્ઞાન મળે એ દૃષ્ટિ રાખી હોવાથી આ વાચનમાળા શાળાઓ માટે ઉપયોગી થશે.

**વીર વનરાજ** ( લેખકઃ શ્રી. ધૂમકેતુ. સોલ એજંટઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. બોર્ડપટ્ટીનું પુંઠું પૃ. ૮૦ કિંમત ૭ આના )

સાયાજી બાળજ્ઞાનમાળાનું ૧૭૪ મું પુસ્તક આ પ્રગટ થાય છે. ગુંજરાતના ઉગતા કુમાર કુમારીઓને જીવનચરિત્રદ્વારા ઘડવાનું માર્ગદર્શન કરાવતાં પુસ્તકો શ્રી. ધૂમકેતુએ લખવા માંડયા છે. એમાં આ પુસ્તક વીર વનરાજનો નવી દૃષ્ટિએ પરિચય આપે છે.

આ માળાના પ્રગટ થયેલ પુસ્તકોમાં આ પુસ્તક ભાવાની દૃષ્ટિએ, છાપકામની દૃષ્ટિએ અને ગેટઅપની દૃષ્ટિએ ઉત્તમ ઠરે તેવું છે.

**હ્યુએનસંગ** ( લેખક અને સોલ એજંટ : ઉપર મુજબ. કાચું પુંઠું, પૃ. ૩૨ કિંમત ૦-૩-૦ )

ઉપર કહ્યા મુજબ શ્રી. ધૂમકેતુએ લખેલ જીવનચરિત્રનું આ બીજું પુસ્તક છે. આ પહેલાં તેમણે નેપોલીયન આપેલ છે. આમ આ જીવનચરિત્ર ગ્રંથમાળાનું આ ત્રીજું પુસ્તક પ્રગટ થાય છે.

ચીની મુસાફર હ્યુએનસંગનો હિંદનો પ્રવાસ અને તેની ધગશ, જોખમો સામે સામનો અને મોતના ડરની બેપરવાઈ, રાજ્યદંડ, દેહાંતદંડ અને લોક–ડરની પરવા વિનાનો આ માનવી પોતાની તમન્ના પાર પાડવા કેમ મથી રહ્યો છે તે આજના ગુજરાતના કુમારોને માર્ગદર્શક થઇ પડશે.

**મહોબ્બતને માંડવે** ( લેખકઃ શ્રી. કરશનદાસ માણેક. પ્રકાશકઃ શ્રી. ભારતી સાહિત્ય સંઘ, મુબઇ–૧ બોર્ડપટ્ટીનું પુઠું. પૃ. ૫૦ કિં. એક રૂપિયો )

વડોદરા રાજ્યમાં ૧૯૪૦–૪૧ના વર્ષ દરમ્યાન હિંદુ નાતિમાં છૂટાછેડા મેળવવા માટે ૩૨ કેસો નોંધાયા હતા. તેમાં ૩૧ સ્ત્રીઓએ પોતાના પતિ સામે અને એક પતિએ પોતાની પત્ની સામે ફરીઆદ નોંધાવી હતી.

*

જેતપુરમાં એક ગૃહસ્થ ઘરની બાઈએ જીવનથી કંટાળી કૂવામાં પડી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો, પણ બાઈને બચાવી લેવામાં આવી છે.

*

મુંબાઈમાં એક પારસી ગૃહસ્થે પોતાની પાડોશમાં રહેતી ત્રણ પારસી બાઈઓ સામે બદનક્ષીની ફરીઆદ નોંધાવી હતી, પણ ભવિષ્યમાં હવે તેને હેરાન નહિ કરવામાં આવે એવી ખાત્રી આપવાથી કેસની માંડવાળ થઈ છે.

*

વેરાવળના એક લોહાણા બંધુએ એક સ્થળેથી સગપણ તોડીને પોતાની પુત્રીને એ ગામમાં જ બીજે સ્થળે પરણાવી હતી. તે બાઈ થોડા માસ પહેલાં વીધવા થઈ. તે વિધવા થઈ ત્યારે સગર્ભા હતી અને તેણે એક બાળકને જન્મ આપ્યો ત્યારે તે તેના પિતાને ઘેર હતી.

બાઈના માબાપે તેના સાસુને તેમના ચાર માસના બાળકને સંભાળી જવા કહ્યું. તે સાસુ તે બાળકને લઈ ગઈ. પણ પછી તે બાળકની માતા વિધવા બાઈએ બાળકની માગણી કરતાં પાછું સોંપવા ના કહી, આથી આ હકીકત ત્યાંના મહાજન પાસે રજુ થઈ છે.

*

બાંદીઆ, ઉજ્જન.૧પાકુ પુઠું. પૃ. ૧૮૮+૨૦૩ કિંમત ૧-૪-૦ )

ગુજરાતમાં જૈન તીર્થ તરીકે પ્રસિદ્ધ શંખેશ્વરનો સુંદર ઈતિહાસ અને પ્રવાસવર્ણનોનો પહેલો ભાગ અને પાર્શ્વનાથની સ્તુતિનો બીજો ભાગ–એમ બન્ને ભાગ આ પુસ્તકમા પ્રગટ થયા છે. પ્રવાસીઓને આ પુસ્તક ખૂબ ઉપયોગી થાય તેવુ છે દરેક જૈને આ પુસ્તક વસાવી લેવા યોગ્ય બન્યુ છે. સગ્મ કાગળ, અનેક ચિત્રો અને નકશા સાથેનુ આ પુસ્તક સવા રૂપીઆમાં ઘણુ જ સસ્તુ કહેવાય

મુનીશ્રી જયંતવિજયજી સંશોધક છે તેમના આબુ ભાગ ૧–૨ પણ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ જ ઉપયોગી છે, એ રીતે આ પુસ્તક પણ ઐતિહાસિક અને ધાર્મિક દૃષ્ટિએ પણ ઘણુ જ ઉપયોગી થઈ પડે તેવુ છે.

**માતૃદર્શન** ( મૂળ લેખક : શ્રી. જ્યોતિષચંદ્રરાય અનુ : શ્રી. રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ વકીલ, પ્રકાશક : શ્રી. રામકૃષ્ણ સેવાસમિતિ અમદાવાદ. કાચું પુંઠું. પૃ. ૧૪૪ કિંમત ૦-૧૦-૦ )

બંગાળામાં માના આનંદમયીના નામથી જાણીતાં ભક્ત અને સ્થિતપ્રજ્ઞ બાઇ નિર્મળાસુંદરીના જ્ઞાન ભક્તિ અને ચારિત્રનુ આ પુસ્તકમાં દર્શન કરાવવામા આવેલ છે. શરૂઆતમાં તેમની સંક્ષિપ્ત જીવનરેખા આપવામા આવી છે, ને આખા પુસ્તકમા તેમના આજના સુડતાળીશ વર્ષનો જીવન પરિચય કરાવ્યો છે.

આજે મા આનંદમયીના ઘણા અનુયાઈઓ છે તેમણે ઘણાને જ્ઞાનબોધ આપી સન્માર્ગે દોર્યા છે. એવા એક ભારતી નારીની આ જીવન કથા દરેક ભાઈબહેને વાંચવી જરૂરી છે

**અક્કલના ખાં** (લેખક : શ્રી. બેકાર. પ્રકાશક - શ્રી નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ પાકું પુંઠું. પૃ ૨૪૬કિંમત ૨-૮-૦)

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનુ આ પુસ્તક હાસ્યરસના જાણીતા લેખક શ્રી. બેકારને હાથે તૈયાર થયું છે. ગુજરાતમાં હાસ્યરસનું સાહિત્ય ઓછુ છે. અને તેમાં જાણીતા લેખકો હાસ્યરસ ઉપર હાથ અજમાવતા નથી. ગુજરાતના ગણ્યાગાંઠ્યા હાસ્યરસના લેખકોનાં કેટલાંક પુસ્તકો તો આજે મળતા પણ નથી. તેમાં આ પુસ્તકથી હાસ્યરસના સાહિત્યમાં સારો ઉમેરો થાય છે.

ભાઈ બેકારનો હાસ્યરસ ભલે ઉંચા પ્રકારનો નહિ હોય, પણ સામાન્ય વાચકોને હસાવી મૂકે એવી સભર વાનીઓ તેમણે આ પુસ્તકમાં રજુ કરી છે. કટાક્ષો અને ચર્ચાસ્પદ મુદ્દાઓદ્વારા તેમણે લોકોને હસાવવા પ્રયત્ન કર્યો છે હાસ્યરસના વાચકોને આ પુસ્તક ગમશે.

**હેમસમીક્ષા** ( લેખક : શ્રી. મધુસૂદન ચી. મોદી. પ્રકાશક : શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી. મુબઈ–૩. પાકુ પુઠું. પૃ. ૩૫૮ કીં. રૂ. ૨-૮-૦ )

ગુજરાતના ઈતિહાસમાં સોલંકી વંશ એ સુવર્ણયુગ છે. સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળના શાસન દરમ્યાન શ્રી. હેમચંદ્રાચાર્ય જેવા વિદ્વાને ગુજરાતને કીર્તિકળશ ચડાવ્યો, ને કળિકાળ સર્વજ્ઞનુ બિરુદ મેળવ્યુ. એ આચાર્યશ્રીએ રચેલાં શાસ્ત્રો, હેમસિદ્ધ વ્યાકરણ વગેરે એમનાં દરેક પુસ્તક ઉપર શ્રી. મોદીએ સરસ સમાલોચના આ પુસ્તકમાં લખી છે શરૂઆતમાં હેમચંદ્રાચાર્યનો જીવન પરિચય છે ને પછીના પ્રકરણોમાં તેમના ગ્રંથો ઉપર વિવેચન છે.

આ પુસ્તકમા શ્રી. મોદીની વિદ્વતા દેખાઈ આવે છે ને પ્રસ્તાવનામા મુનિ શ્રી. જીનવિજયજી લખે છે તેમ આવો સરસ ગ્રંથ સંપડાવી ગુજરાતને લેખક–પ્રકાશકે ઋણી બનાવ્યુ છે.

ગુજરાતી જનતામાં કરશનદાસ માણેકનું નામ જાણીતું છે. તેમનાં 'ખાખનાં પોયણાં' અને 'આલબેલ' નામે બે કાવ્યસંગ્રહો લોકપ્રિય થયા છે. ગારસો લીટીનું આ સળંગ કાવ્ય ગુજરાત પામે મૂકતાં લેખક લખે છે: "ગમ્યું છે પ્રીયાને ગીત, ગમશે ગુજરાતને." અમે લેખકના એ કથન સાથે મળતા થઈએ છીએ.

**તીર્થસલીલ** ( મૂળ લેખક : શ્રી. દિલીપકુમાર રૉય. અનુ : શ્રી. નગીનદાસ પારેખ. પ્રકાશક : ધી મહાગુજરાત પબ્લીસીંગ કું. મુબઇ ૧. પાકું પુંઠું. પૃ. ૩૨૮ કિંમત રૂ. અઢી. )

મૂળ લેખકના 'તીર્થંકર' નામે અંગાળી પુસ્તકનો આ અનુવાદ તેમાંથી કેટલીક સુંદર કૃતિઓ પસંદ કરીને અહીં રજુ કરવામાં આવેલ છે. પ્રસ્થાનમાં આ લેખમાળા છપાતી ત્યારથી જ લોકપ્રિય બની હતી.

આ પુસ્તકમાં રોમાંરોલાં, મહાત્મા ગાંધીજી, બર્ટ્રાંન્ડ રસેલ, સ્વ. ડૉ. રવિન્દ્રનાથ ટાગોર, અને શ્રી. અરવિંદ ઘોષ સાથે પોતાનો પરિચય અને વાર્તાલાપ લેખકે સરસ રીતે રજુ કરેલ છે.

અનુવાદકે એવી સરળ શૈલીમાં ઉતાર્યું છે કે પુસ્તક રસમય બની શક્યું છે.

**પૂર્વ અને પશ્ચિમ** ( મૂળ લેખક : ડૉ. રવિન્દ્રનાથ ટાગોર. અનુવાદક અને પ્રકાશક : ઉપર મુજબ. પાકું પુંઠું. પૃ. ૨૬૮ કિંમત ૧-૧૨-૦ )

'સ્વદેશ' અને 'સમાજ' નામના પુસ્તકોમાં રવિન્દ્રનાથ ટાગોરના આવેલા લેખોમાંથી ૧૭ લેખોનો સંગ્રહ અહીં પ્રગટ કરવામાં આવ્યાં છે. આમાંના કેટલાક લેખો બીજા નામે પ્રગટ થયેલ પુસ્તકોમાં આવી ગયા છે, છતાં અનુવાદકે અહીં રજુ કરેલ અનુવાદ બીજા કરતાં ઘણો સરસ હોવાથી આ પુસ્તક સંગ્રહના યોગ્ય બન્યું છે.

ડૉ. ટાગોરે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ અને રિવાજની સરખામણી કરી, શું ઉત્તમ? તે પોતાના વિચારોમાં રજુ કર્યું છે. આ પુસ્તકમાં 'ભારતવર્ષિય લગ્ન' વાળો લેખ આપણી લગ્નપ્રથા સંબંધી સુંદર વિચારો રજુ કરે છે. પુસ્તક દરેકે વાંચવું જ જોઈએ.

**દ્વિરેફની વાતો-ભા. ૩** ( લેખક : શ્રી. રામનારાયણ પાઠક : પ્રકાશક : ઉપર મુજબ. પાકું પુંઠું. પૃ. ૧૮૪ કિંમત ૧-૧૨-૦)

દ્વિરેફના નામથી પ્રસિદ્ધ વિદ્વાન શ્રી. રામનારાયણ પાઠકને કોણ નથી ઓળખતું? ગુજરાતમાં તેમના બે વાર્તાસંગ્રહો દ્વિરેફની વાતો ભા. ૧-૨ ખૂબ આદરપાત્ર બન્યા છે. તેમની વાર્તાઓનો આ ત્રીજો સંગ્રહ પ્રગટ થાય છે. પુસ્તકમાં કેટલીક વાર્તાઓ ( Sex ) જાતીય વિજ્ઞાનને લગતી હોવાથી ચર્ચાસ્પદ બની છે, છતાં 'બુદ્ધિવૈભવ' વિના જેવી વાર્તાઓ ઉત્તમકળાના નમુના જેવી ગણી શકાય.

કેટલીક વાર્તાઓ અંગ્રેજી ઉપરથી આવી છે, પણ તે એવી રીતે રજુ થઈ છે કે તેનો ઉલ્લેખ કર્યો ન હોય તો કોઇ ભાષાંતર જાણે નહિ. 'સૌભાગ્યવતી' વાળી વાર્તા જે આ સંગ્રહમાં આવી છે તે પ્રસ્થાનમાં પ્રગટ થઈ ત્યારે કોઈ ન કહી શકે તે ભાષાંતર છે. પણ શારદાબેન મહેતાએ તે સંબંધી ઉલ્લેખ કર્યો ત્યારે જ સામાન્ય વાંચકો સમજી શકયા કે તે ભાષાંતર છે. છતાં લેખકે એવી ખુબીથી તે રજુ કરી છે કે આપણા માનસશાસ્ત્રના અચ્છા અભ્યાસીને પણ ખૂશ કરી દે.

આખું પુસ્તક વાંચ્યા પછી એમ લાગે કે ઘણીખરી વાર્તાઓ જાતીય પ્રશ્નો ઉપર જ આલેખાઈ છે; છતાં માનસશાસ્ત્રના અભ્યાસી તરીકે લેખકને કહ્યા સિવાય રહી શકાય નહિ.

પુસ્તક સંગ્રહ કરવા યોગ્ય છે.

**શંખેશ્વર પાર્શ્વનાથ** ( લેખક: મુનીશ્રી જયંતિવિજયજી. પ્રકાશક : શ્રી. દીપચંદજી

બાંઠીઆ, ઉજ્જન. પાકુ પુંઠું. પૃ. ૧૮૮+૨૦૩ કિંમત ૧–૪–૦ )

ગુજરાતમાં જૈન તીર્થ તરીકે પ્રસિદ્ધ શંખેશ્વરનો સુંદર ઈતિહાસ અને પ્રવાસવર્ણનોનો પહેલો ભાગ અને પાર્શ્વનાથની સ્તુતિનો બીજો ભાગ–એમ બન્ને ભાગ આ પુસ્તકમાં પ્રગટ થયા છે. પ્રવાસીઓને આ પુસ્તક ખૂબ ઉપયોગી થાય તેવું છે દરેક જૈને આ પુસ્તક વસાવી લેવા યોગ્ય બન્યું છે. સરસ કાગળ, અનેક ચિત્રો અને નકશા સાથેનુ આ પુસ્તક સવા રૂપીઆમાં ઘણું જ સસ્તુ કહેવાય.

મુનીશ્રી જયંતવિજયજી સંશોધક છે. તેમના આબુ ભાગ ૧–૨ પણ ઐતિહાસિક દષ્ટિએ ખૂબ જ ઉપયોગી છે, એ રીતે આ પુસ્તક પણ ઐતિહાસિક અને ધાર્મિક દષ્ટિએ પણ ઘણું જ ઉપયોગી થઈ પડે તેવું છે.

**માતૃદર્શન** ( મૂળ લેખક: શ્રી. જ્યોતિર્મયંદ્રરાય અનુ: શ્રી. રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ વકીલ, પ્રકાશક: શ્રી. રામકૃષ્ણ સેવાસમિતિ અમદાવાદ. કાચું પુંઠું. પૃ. ૧૪૪ કિંમત ૦–૧૦–૦ )

બંગાળામાં માતા આનંદમયીના નામથી જાણીતાં ભક્ત અને સ્થિતપ્રજ્ઞ બાઇ નિર્મળાસુંદરીના જ્ઞાન ભક્તિ અને ચારિત્રનું આ પુસ્તકમાં દર્શન કરાવવામાં આવેલ છે. શરૂઆતમાં તેમની સંક્ષિપ્ત જીવનરેખા આપવામાં આવી છે. ને આખા પુસ્તકમાં તેમના આજના સુડતાળીશ વર્ષનો જીવન પરિચય કરાવ્યો છે.

આજે મા આનંદમયીના ઘણા અનુયાઈઓ છે તેમણે ઘણાને જ્ઞાનબોધ આપી સન્માર્ગે દોર્યાં છે. એવા એક ભારતી નારીની આ જીવનકથા દરેક બાઈબહેને વાંચવી જરૂરી છે.

**અકકલના ખાં** (લેખક: શ્રી. બેકાર. પ્રકાશક: શ્રી નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ પાકું પુંઠું. પૃ. ૨૪૬ કિંમત ૨–૮–૦)

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું આ પુસ્તક હાસ્યરસના જાણીતા લેખક શ્રી. બેકારને હાથે તૈયાર થયું છે. ગુજરાતમાં હાસ્યરસનું સાહિત્ય ઓછું છે. અને તેમાં જાણીતા લેખકો હાસ્યરસ ઉપર હાથ અજમાવતા નથી. ગુજરાનના ગણ્યાંગાંઠયા હાસ્યરસના લેખકોનાં કેટલાંક પુસ્તકો તો આજે મળતા પણ નથી. તેમાં આ પુસ્તકથી હાસ્ય રસના સાહિત્યમાં સારો ઉમેરો થાય છે.

ભાઈ બેકારનો હાસ્યરસ ભલે ઉંચા પ્રકારનો નહિ હોય, પણ સામાન્ય વાચકોને હસાવી મૂકે એવી સભર વાનીઓ તેમણે આ પુસ્તકમાં રજુ કરી છે. કટાક્ષો અને ચર્ચાસ્પદ મુદ્દાઓદ્વારા તેમણે લોકોને હસાવવા પ્રયત્ન કર્યો છે હાસ્યરસના વાચકોને આ પુસ્તક ગમશે.

**હેમસમીક્ષા** ( લેખક: શ્રી. મધુસૂદન ચી. મોદી. પ્રકાશક: શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી. મુંબઈ–૩. પાકુ પુંઠું. પૃ. ૩૫૮ કીં. રૂ. ૨–૮–૦ )

ગુજરાતના ઈતિહાસમાં સોલંકી વંશ એ સુવર્ણયુગ છે. સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળના શાસન દરમ્યાન શ્રી. હેમચંદ્રાચાર્ય જેવા વિદ્વાને ગુજરાતને કીર્તિકળશ ચડાવ્યો, ને કળિકાળ સર્વજ્ઞનું બિરુદ મેળવ્યું. એ આચાર્યશ્રીએ રચેલાં શાસ્ત્રો, હેમસિદ્ધ વ્યાકરણ વગેરે એમનાં દરેક પુસ્તક ઉપર શ્રી. મોદીએ સરસ સમાલોચના આ પુસ્તકમાં લખી છે. શરૂઆતમાં હેમચંદ્રાચાર્યનો જીવન પરિચય છે ને પછીના પ્રકરણોમાં તેમના ગ્રંથો ઉપર વિવેચન છે.

આ પુસ્તકમાં શ્રી. મોદીની વિદ્વતા દેખાઈ આવે છે ને પ્રસ્તાવનામાં મુનિ શ્રી. જીનવિજયજી લખે છે તેમ આવો સરસ ગ્રંથ સંપડાવી ગુજરાતને લેખક–પ્રકાશકે ઋણી બનાવ્યુ છે.

# કનુ દેસાઈની રંગાવલિઓ

છાયાચિત્રો, પ્રણય, લગ્ન, ગૃહસ્થજીવન, કન્યા, અને નારીજીવનનાં વ્રતોનાં, તથા સ્વાતંત્ર્ય સંગ્રામનાં રંગ અને રેખાચિત્રો, વિશિષ્ટ ચિત્રો આલેખનાર તરીકે ગુજરાતીઓમાં અને હિંદભરમાં જાણીતા થએલા શ્રી. કનુ દેસાઈની કલાપ્રતિભાનાં કેટલાંક અતિતેજસ્વી કિરણો છે. એમનાં આલેખનમાં સૌન્દર્ય અને માર્દવ બંને છે. ઉડીકુદીને અવકાશને પહોંચવા મથતી અભ્યુચ્ચગામી કલ્પના છે. અને એ ઉડ્ડયનમાં ખામી—લક્ષ્યહીનતા કે હવાઈપણું નહિ, પણ સુબદ્ધ વૈવિધ્ય અને સંગીન ભાવના છે આવી શક્તિ વડે ગુજરાત અને સારા હિંદમાં નામ કાઢનાર એ યુવાન કલાકારનાં ચિત્રોની આકર્ષક ચિત્રાવલિઓ..........

પેન
પેન્સીલ અને
પીંછીમાંથી



- રંગલહરી
- નૃત્યરેખા
- રંગચિત્રો
- નવા છાયાચિત્રો
- ભારત પુણ્ય પ્રવાસ
- મહાત્મા ગાંધી
- લગ્નોત્સવ
- મંગલાષ્ટક
- જીવન મંગળ
- વ્રતચિત્રાવલિ
- ગાયત્રી

—: મળવાનાં ઠેકાણાં :—

કુમાર કાર્યાલય : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
અમદાવાદ.

તથા સર્વે જાણીતા વિક્રેતાઓ.

# પારકા ઘરની લક્ષ્મી



શ્રી. 'જયભિખ્ખુ'

*

જીવનની ઘણી સમસ્યાઓ વિકટ હશે, પણ આ સંસારમાં દીકરીમાંથી વહુ બનવા જેવી એકે વિકટ સમસ્યા નહીં હોય. એમાંય શ્રીમંતાઇના દ્વારમાંથી નીકળીને આવનાર દીકરીના ભાગ્યમાં કદાચ આથી વધુ દુર્દૈવ પણ કોઈ નહિ હોય.

શાણી, ભણેલી, ગણેલી, પારિજાતકના છોડ સમી સુંદર સુવર્ણાને આ મહાન રહસ્યનું જ્ઞાન આજે એકાએક થઇ આવ્યું.

રંગભરી રાતની એ પહેલી જ ઉઘડતી ઉષા હતી. સુવર્ણાએ મદભરી આંખે પથારીમાંથી બેઠા થઇ બગાસું ખાધું, ત્યારે સુવર્ણરંગી પ્રભાત ચારે તરફ આછો પ્રકાશ વેરી રહ્યું હતું. એણે સાવધ થવા પોતાનો વિખરાયેલો ઘનસ્યામ કેશકલાપ હળવે હાથે સમાર્યો, પણ ઉજાગરે ઘેરાયેલી આંખો આપમેળે બીડાઈ ગઈ. સુવર્ણા ફરીથી તંદ્રામાં પડી.

પ્રભાતનો તપસ્વી તપતો જતો હતો. એણે તો આખું જગત પ્રકાશમય બનાવી મૂક્યું હતું.

" રાણી સૂતાં છે કે ? " બારેક વર્ષની નાની નણંદનો અવાજ આવ્યો.

" હા, બા ! ઊંઘણશી વધુ લાગે છે. અમે તો ક્યારનાં દેવમંદિરે જઇ આવ્યાં." નાની નણંદીને સદા સંતોષવાની ટેવવાળાં મોટાં વહુએ સૂરમાં સૂર મિલાવ્યો.

" રસિયાં છે. રસની વાતોમાં જ રાત વિતાવી દીધી હશે." એણે વધુ ઉમેર્યું " શ્રીમંતનાં ઘરનાં દીકરી એટલે એ તો......"

આ વાત એકાએક આટલે જ અટકી, કારણ કે ઘરના અંદરના ઓરડામાંથી–ઓડમાંથી કોઇ વાઘણ ઘૂઘવાટો કરે તેવો અવાજ આવ્યો.

" શ્રીમંત થયાં એટલે શું ? પૈસો તો આજ છે ને કાલ નથી. ખાનદાની કોનું નામ? શ્રીમંત થયાં એટલે કંઈ વિવેકમર્યાદા ભૂલાય ! વહુવારૂ આટલા વખત સુધી ઘોરે એ ક્યાંસુધી સારું દેખાય ? સરિતા, જા એમને જગાડ ! હમણાં સગાંવહાલાંને ત્યાં જવું પડશે."

આ શબ્દો એટલા કઠોર અને એટલા ભારે હતા કે ઊંઘતો માણસ પણ સફાળો જાગી ઊઠે, ત્યારે સુવર્ણા તો અર્ધ નિદ્રામાં હતી. એણે સાસુજીના શબ્દો સાંભળ્યા. પણ એ સાંભળીને એકદમ બેઠી ન થઈ. જગાડવા આવેલી સરિતાના હાથને તરછોડી, ઓશિકામાં મોં છૂપાવી, એ પડી રહી. એ વિચારતી હતી:

" વહુ થઈ એટલે શું ? મને પૂરી ઊંઘનો ય હક્ક નહીં. આવી રીતે મારી સ્વતંત્રતા પર ત્રાપ પડે એ કેમ ચલાવી લેવાય ? મને અત્યારે કેટલા આરામની જરૂર છે, એ આ જડ જેવાં લોકો ક્યાંથી–કેમ કરીને સમજે ! "

અને ખરેખર, સુવર્ણાને ઈન્સાફ આપવા ખાતર એટલું તો કહેવું જોઇએ કે, એનું નાજુક શરીર અત્યંત થાકેલું હતું. એના અંગ પ્રત્યંગમાં ઝીણું ઝીણું કળતર જાગ્યું હતું. એના

## વીજળી



વીજળી શરમાતી ચમકે વીજળી.
વીજળી મલકાતી ટમકે વીજળી.

દોડે આકાશમાં,
કોડભરી આશમાં,
વીજળી વાદળમાં લપકે વીજળી.
વીજળી ઝીણી ઝીણી ઝબકે વીજળી.

હમણાં ઊગમણે,
ક્ષણમાં આથમણે,
વીજળી દખણાદી તોફાને વીજળી.
વીજળી દમકે ઇશાને વીજળી.

તેગ સમી ત્રાટકે,
જીવ લેતી ઝાટકે,
વીજળી પ્રાણને પ્રજાળતી વીજળી.
વીજળી આતમ અજવાળતી વીજળી.

ચળકે લલચાવતી,
પલકે મનભાવતી,
વીજળી મંદમાતી ફરકે વીજળી.
વીજળી શરમાતી સરકે વીજળી.

ઉમાશંકર જોષી.

કોમળ હાથ થાળીને શોભા હતા. એ ન ઊઠી, ન બેઠી થઇ, ન કંઈ જવાબ સરખો વાળ્યો !

એકચક્રી સામ્રાજ્યના સ્વભાવવાળાં સાસુજી આ ગદન કરે એ અશક્ય જ હતું. બેસતો રાજા ને આવતી વહુ, બન્નેને સાનમાં સમજાવ્યા વગર કેમ ચાલે ? સાસુએ ધીરેથી કહ્યુંઃ

"અરે રે ! લાજ મર્યાદા ય નહીં. શું શ્રીમંત બધાં આવાં જ હશે ! પણ એમાં દોષ કોને દેવો ? માબાપના શિક્ષણની જ ખામી. કૂવામાં હોય તો હવાડામાં આવે ને !"

આ શબ્દો માતાપિતાને પૂજ્ય માનનારી સુવર્ણાથી ન સહન થયા. એ સફાળી બેઠી થઈ ગઇ—ગર્જી ઊઠીઃ

"કેવાં વિચિત્ર ! આજથી માબાપને ભાંડવાની શરૂઆત કરી."

સુવર્ણાના મિજાજનો પારો ઊંચો ને ઊંચો ચડતો જોઈ સહુ ચૂપ થઈ ગયાં. કોઇએ સામો જવાબ ન દીધો. તે નિત્યક્રમમાં પરોવાઈ, પણ એને ખબર ન હતી કે એણે આ રીતે પોતાના બે વિરોધીઓ ખડા કરી દીધા હતા. આ બે વિરોધીઓએ બીજા પક્ષકારો મેળવીને સુવર્ણા સામે જબરો મોરચો જમાવવાની શરૂઆત કરી હતી.

તેઓએ એક ધંધો અખત્યાર કર્યો કે વાતવાતમાં સુવર્ણાની ખોડ કાઢવી. સવારના પહોરમાં સ્નાન કરી, તાજી વેણી ગૂંથી, એમાં બકુલ પુષ્પની વેણી ઘાલી, એ બહાર દેવદર્શને જતી કે વિરોધીઓનો મધપૂડો ગણગણી ઊઠતોઃ

"હવે તે કંઇ દીકરી છે કે સાડી માથેથી ખસી જાય તેનું ભાન ન રહે ? અને રસ્તામાં કોઈ મળ્યો કે ખડખડાટ હસી પડવું, એ સારા ઘરની વહુને કેમ છાજે !"

સુવર્ણા જે ઘરમાં ગઈ હતી એ ઘરનો, અરે ! એ આખી જ્ઞાતિનો રિવાજ હતો કે વહુએ કપડાં કયાં પહેરવાં, એની પણ અનુજ્ઞા જેઠાણી, નણંદ કે સાસુ પાસેથી લેવી પડે. સુવર્ણા આ રિવાજને અનુસરવા ગયી, પણ એને પહેલે પગલે જ વાંકુ પડ્યું. એક દહાડો સાસુજીએ હુકમ કર્યોઃ

"આ અટલસના પોલકા પર ઘરચોળું

પહેરો, નહિ તો જામનગરી બાંધણી ઓઢો!"

આછું આસમાની રંગનું પોલકું, એના પર રાતું ચોળ ઘરચોળું કે બાંધણી કેવી રીતે શોભે! સુવર્ણાએ કહ્યું: 'આસમાની પોલકા સાથે આસમાની રંગની જ સાડી શોભે! આ હીરાની વીંટી, આ મોતીનાં સુંદર એરીંગ ને કંકણો સાથે તો એ જ શોભે. આજે મેં વેણી પણ મોગરાની જ ગૂંથી છે, એટલે ઘરચોળું ઓઢું તો ખાસી મારવાડણ જ લાગું."

"વહુ,જરા સંભાળીને બોલો!" સાસુજીએ વાત દમ પર લીધી: "આ બધી મારવાડણ નથી લાગતી ને તમે એકલાં જ લાગો છો! વાત કરતાં જરા શરમાઓ."

"શરમ તો છે કોને! મોં આખો દહાડો ઉઘાડું. દાંત તો બહાર ને બહાર! આજ વેણી તો કાલે વળી કંઇ બીજું! ભાભી, મારા ભાઇને તમે ગમો છો; આ નખરાં નહીં કરો તો ય ચાલશે." નણદીએ સૂર મિલાવ્યો.

"નખરાં? જીભ સંભાળો!" સુવર્ણાનો મિજાજ તપી ગયો. પરણીને આવ્યાનું ટાણું હતું, સુવર્ણા થોડા દિવસમાં પિયર જવાની હતી. સૌએ મુસદ્દીવટનું મૌન ઉચિત માન્યું.

[ ૨ ]

સુવર્ણા થોડા દિવસે ઘેર પાછી ફરી. સુવર્ણાનાં માતાપિતા શ્રીમંત હતાં, અને સુવર્ણા એમના દાંપત્ય જીવનનું પહેલું ફળ હતું, એટલે ખૂબ લાડકોડમાં ઉછેરી હતી. દરેક વાતમાં એને પૂરી છૂટ આપી હતી. એ સ્કૂલમાં અંગ્રેજી ભણવા માટે ગઈ, તોય તેમણે વાંધો ન લીધો, ઊલટું એમાં પ્રોત્સાહન આપ્યું. જ્યારે બધો સમાજ યુવાન પુત્રીને સાપનો ભારો સમજતો, ત્યારે આ માબાપે પુત્રીને બધી છૂટ આપી હતી. એ સીનેમામાં જતી ને મોડી મોડી પાછી ફરતી. એ વેળા કવેળાએ બહાર ફરવા જતી, ગમે તે મિત્રો કરતી કે ગમે તેને પત્રો લખતી, પણ કોઈ વાંધો ન લેતું.

સુવર્ણા આ બધું સમજતી હતી. એને ખ્યાલ હતો કે આ સંસારની બીજી છોકરીઓ પોતાના જેટલી આઝાદી ભોગવી શકતી નથી; પણ એક વસ્તુથી એ ભારે ત્રાસ પામી ઊઠતી.

એના જ ઘરની સામે એક સાધારણ સ્થિતિનું કુટુમ્બ રહેતું હતું. પોતાની જ વયની એમને ત્યાં લક્ષ્મી નામની પુત્રી હતી. આ લક્ષ્મી પર માતાનો જબરો ત્રાસ હતો. એ એને વઢેલી ઉડાડતી, આખો દહાડો ચાલે તેટલું કામકાજ સોંપતી, વાતવાતમાં ટોકતી, મહેણાં મારતી.

## માઝમ રાત



પૂજે ઉષા ને ઝંખે સૂરજ કોઈ,
 મારે હૈયે વસી રજનીની વાત;
હું તો સંધ્યા ને તારા ને પૂજું,
 ઝંખુ અખંડ એક માઝમ રાત.

કે'જો ઉષાને કે થાતી અધીર મા
 સૂરજને રોકજે તું પેલે રે પાર!
મારે નાવલિયા શું છાનેરા આજ તેના,
 સુણવા છે મીઠેરા ઉરના ધબકાર!

કે'જો કુકડાને જઇને છાનું કોક,
 સતું જગાડે ન આજે પરોઢ;
અજવાળે એક તો અનેક થતાં ભાસે,
 મારે તો એ મળી એક થવા કોડ.

સ્નેહરશ્મી.



# અણુ અને વિરાટ

શ્રી મોહિનીચંદ

જડતાના અંતરમાં છૂપી રગરગ તારૂં મૌન ભરે,
પળપળ શ્વાસોચ્છ્વાસ, પમરતો એક હરફ પણ નહિ ઉચરે;
જાડય મહીં તું ચેતનખાણ
ને તેનું જીવન તુજ પ્રાણ;
અંધ તિમિર ને ઘોર નરકનાં, અગણિત દુઃખો તું ખમનાર,
પિસાતો પિલાતો તોયે, સુવાસ ચંદનની ઝરનાર;
ચેતનહીનની તેજલ આંખ,
સચરાચરમાં હરદમ ઝાંખ,
અચેતતાનાં ઉંડાણોમાં, અવિરત તારો મંત્ર ગુંજે,
રોમે રોમે પુલકિત વદને, ભાવભર્યા બોલો કૂંજે;
ઉરઉરમાં સ્પંદન જાગે
રસમધુરા સૂરો વાગે;
નાનામોટા માટી કેરા, વિધવિધવણી ઘાટ કર્યા,
તારી લીલા પ્રકટે તેવા, તેમાં ઉજ્જવલ પ્રાણ ભર્યા;
ને તેમાં તવ નામ તણાં,
શબ્દેશબ્દે ધ્યાન ઘણાં;
કોટી કોટી સૂરજ ને ચાંદા, કોટી કોટી તારકના વૃંદ,
અચર સંગ તુજ અંગ વસીને, રેલાવે અભિનવતમ છંદ;
જડ રૂપ હો ચેતન મુજ માટ!
તું અણુ ને તું વિશ્વ વિરાટ!

*

તું અણું ને તું વિશ્વ વિરાટ!
જડ રૂપ હો ચેતન મુજ માટ!

લક્ષ્મી ખૂબ જ ડાહી ને સુશીલ હતી. એ બિચારી મૂંગે મોઢે આખો દહાડો કામ કર્યાં કરતી, છતાંય કોક દહાડો વાંકમાં આવતી તો માતા એને વઢતી ને મારઝૂડ પણ કરતી.

સુવર્ણાથી આ સહન ન થતું એ એકદમ મદદે દોડતી અને કહેતી:

"લક્ષ્મીની બા, બિચારીને શા માટે મારો છો? કેવી કહ્યાગરી છોડી છે? લક્ષ્મી તો ખરે-ખર તમારા ઘરની લક્ષ્મી છે."

"સુવર્ણાબેન, દીકરી ગમે તેવી સારી હોય તોય પારકા ઘરની લક્ષ્મી! તમે તો ભણેલાં, ગણેલાં, સુખી, શ્રીમંત પણ અમારે એવું ન ચાલે! એને તો પારકું ઘર વસાવવાનું. આજથી નવરી બનાવીએ તો એની આખી જિંદગી ધૂળ થઈ જાય દીકરીની જાત તો જેટલી દબાય, જેટલી કસાય એટલી સારી."

"પણ તમે તો શોકયની દીકરી જેવો ત્રાસ આપો છો."

"સ્ત્રીનો આખો ભવ ઓશિયાળો બહેન, આજે સહન કર્યું, તો આગળ જતાં એ જ મને આશીર્વાદ આપશે. ન જાણે કેવા ઘરમાં દીકરીનાં અન્નજળ હશે! કંઈ કેટલી માથા-કૂટો ને કેવાં કેવાં માણસો એના નસીબમા લખાયેલાં હશે, જરા કડક સામરો મળી ને બહેન સુંવાળાં હોય તો સુવર્ણાબહેન, ભવ આખો બગડે."

સુવર્ણા આ પુરાણમતની સ્ત્રી સાથે આથી વધુ ચર્ચા કરવા કદી તૈયાર ન હોતી આ પછી તો સુવર્ણા જીવનના ગભીપચી કરતા વાતાવરણમાં પ્રવેશી કેશકાંને ફૂલ ને રંગ બન્ને લાધ્યાં. માબાપે આખી જ્ઞાતિ તપાસી લીધી, પણ સારા શ્રીમંત ઘરનો એકે મુરતીઓ ન મળ્યો. સુવર્ણા તો સુરજમુખી ફૂલની જેમ ખીલતી જ જતી હતી. એનાં અંગ પ્રત્યંગ સ્નિગ્ધ ને ભરાવદાર બન્યાં હતાં. એની ચાલમાં કંઈ નવું ડોલન આવી ભરાયું હતું. આવી પુત્રી, એને ક્યાં આપવી!

મૂંઝવણ વધતી ચાલી, પણ એમાથી એકાએક માર્ગ મળ્યો. શરદ નામનો જ્ઞાતિનો એક જુવાન સહુની નજરમાં આવ્યો શાંત, ઠરેલ ને પ્રેમાળ સુવર્ણાને પણ એ બનાવ્યો ને તેણે પણ સંમતિ આપી. માબાપને

## માલિની



મ્હારે ઘરને આંગણુ એક ન્હાનો શો બાગ,
એ બાગની હું તો રસમાલિની!
એ બાગમાં વિરાજે વિવિધરંગી ગુલાબ,
મ્હારા બાગની હું તો રસમાલિની ટેક૦

મ્હારા બાગની વચ્ચે મધુમાલતીની કુંજ,
એ કુંજે ઝૂલી રહ્યા ફુલડાંના પુંજ:
મ્હારા—

અહીં ખીલી રહી રમ્ય પેલી નિશિગન્ધ,
મ્હેંક મ્હે કે ચોમેર એની મધુરી સુગન્ધ!
મ્હારા—

ઉડે કેવાં ઊંચે ફુવારાંનાં પાણી,
એ ઝીલીને સીંચું હું રાતની રાણી!
મ્હારા—

અને રોપીને રીઝું બીજા ફુલ છોડ;
મ્હને માલણ બનવાના કેદા'ડના કોડ!
મ્હારા—

જનાર્દન પ્રભાસ્કર.

## જાગો !



[ સારંગની ધૂન ]

વાય વેણુ પરોઢધૂન માંડી
ને નાચે છે નોબતની દાંડી :
હો દેવ ! આજ જાગો !
વેદ ગુંજે છે છંદ,
ગેબ ગાજે પડછંદ,
મારા નયનોના નંદ :
—દેવ જાગો !
મારા મંદિરના દેવ, આજ જાગો !
મને રાખી અજાણ,
ઉગો રોજ કોટિ ભાણ,
આજ મનખાની આણ:
—દેવ જાગો !
મારા હૈયાના દેવ આજ જાગો !
નાથ ! જુગજુગનાં ઘેન આજ છાંડો,
સુનાં તલખે છે ચૌદે બ્રહ્માંડો,
પ્રેમમંગલ એ લોચનિયાં માંડો :
હો દેવ, આજ જાગો !
મારા માનવના દેવ, આજ જાગો !

વેણીભાઈ જ. પુરોહિત

લાગ્યું કે મુસીબતનો એક મોટો પહાડ માથેથી ખસી ગયો. માસિક ખર્ચને માટે સારી રકમ મળવા લાગી. આમ કરવાથી થોડી રકમ બચતી, જે શરદના કુટુમ્બના ભરણ-પોષણમાં વપરાતી.

આખરે સુવર્ણા ને શરદનાં ખૂબ ધામધૂમથી લગ્ન થયાં. લગ્નનો તમામ ખર્ચ સુવર્ણાના પિતાએ આપ્યો હતો. બધાં ધારતાં હતાં કે આ રીતે ઉપકારના બોજ નીચે દબાયેલા નવા ઘરમાં સુવર્ણા રાજ ભોગવશે, પણ થોડા વખતમાં જ એમને ખ્યાલ આવી ગયો કે સ્થિતિ તદ્દન જુદી બની છે. આ ઘરમાં રાજગાદીનો વારસો—સત્તાનો ભોગવટો તો પ્રાચીન કાળના સ્થાપિત નિયમ મુજબ જ હતો

આ ભોગવટા સામે સુવર્ણાએ મોરચો માંડ્યો. પોતાનામાં કયી વાતની ખામી હતી? અપાર રૂપ હતું. એક વેણી-ગુંથનની કળાથી જ એ સ્કૂલના હજારો વિદ્યાર્થીઓને દીવાના બનાવી દેતી. પૈસો પણ હતો, શિક્ષણ પણ હતું, નવ નવાં વસ્ત્રાલંકાર એના દેહ-પર સ્વયં શોભી ઉઠતાં ને 'સ્ટાઇલ તો સુવર્ણાની' એમ બધા ખુલ્લં ખુલ્લાં કહેતા.

શરદને તો બિચારાને સુવર્ણા આકડે મધ લાધ્યા જેવી હતી. માતા જ્યારે કહેતી કે એને સારી રસોઈ નથી આવડતી, ત્યારે એ શાંતિથી માતાને કહેતોઃ 'શિખવાડજે, બધું આવડશે.'

બહેન ભાઈ પાસે ફરિયાદ કરતી કે, મારાં ભાભીને તો ભરતગુંથણ ય આવડતું નથી, કેવળ ઊંઘતાં ને ચિતરવાળી ચોપડીઓ વાંચતાં આવડે છે: ત્યારે ભાઇ વાતને હસી કાઢતો.

પણ આ વાતો સદા હસીને કાઢી ન શકાણી. સુવર્ણા ફરીથી સાસરે આવી ત્યારે છૂટથી એની સામે બોલાવા માંડ્યું. આંતર-કલહ ધીરેધીરે પ્રગટવા લાગ્યો.

સુવર્ણાએ શરદને જીતેલો રાખવા માટે એની પાસે જે એક માત્ર સૌંદર્ય—શણગારની મૂડી હતી એનો ઉપયોગ કરવા માંડ્યો. સામા પક્ષે રસોઈકળા, શિવણકળા, સ્વચ્છતાનો અજ-માયશ કર્યો. આજે રસોઇ પૂરી ન રંધાય તો કાલે કાચી જ હોય. ઘરઆંગણું આજે અડધું મેલું હોય તો કાલે બધે માખીઓ બણબણતી હોય. ઘર-અગવડ, આંતરકલહ ને ઈર્ષ્યાનું ધામ

# ડાંગર



શ્રી. રામપ્રસાદ શુકલ

મેં તો વાવી તળાવને તીરે, ડાંગર મારી નીરે ભરીરે,
બધે ચોપી છે ચોખૂટ કિનારે, ડાંગર મારી નીરે ભરીરે,
મેં તો પેરી છે ક્યારડા ખેડી, ડાંગર મારી નીરે ભરીરે,
એને સૂડા હોલાએ નથી છેડી, ડાંગર મારી નીરે ભરીરે,
કૈંક પાણીના સેરડા વાળ્યા, ડાંગર મારી નીરે ભરીરે,
ક્યાંક વહેતા ઝરાને ખાળ્યા, ડાંગર મારી નીરે ભરીરે,
ર્હેતો ટોયાઓ ત્રણ ત્રણ રોકયા, ડાંગર મારી નીરે ભરીરે,
એણે ઢોર હરાયાં હાંકયાં, ડાંગર મારી નીરે ભરીરે,
બધે લીલુડા છોડવા ટહેરાયા, ડાંગર મારી નીરે ભરીરે,
જાણે લીલમનાં લેરખાં વેરાયાં, ડાંગર મારી નીરે ભરીરે,
ત્રણ માસે આવી છે ઊંબી, ડાંગર મારી નીરે ભરીરે,
એણે શરદની ચાંદની ચુંબી, ડાંગર મારી નીરે ભરીરે,
મેં તો ઢગલા કીધા છે ધોળા, ડાંગર મારી નીરે ભરીરે,
કણ નાના ને સ્વાદમાં મ્હોળા, ડાંગર મારી નીરે ભરીરે,
મેં તો સગાં વ્હાલાંને તેડાવ્યાં, ડાંગર મારી નીરે ભરીરે,
ભાત ચરૂએ પકવવા ચડાવ્યા, ડાંગર મારી નીરે ભરીરે,
માગ વા'લાએ સાથને જમાડચો, ડાંગર મારી નીરે ભરીરે,
રાત આખી યે રાસડે રમાડચો, ડાંગર મારી નીરે ભરીરે.

---

બની ગયું.

આખરે સુવર્ણાનો પક્ષ હાર્યો પતિને એના ફૂલગજરા, કોમળ ––ની સ જેવા હાથ, સુંદર ટીલડીથી ઓપતુ વ ન અણગમતું લાગવા માંડ્યું. કેટલીકવાર સુવર્ણાનો શણગાર એમ ને એમ રહી જતો કેટલીકવાર શરદ શાન્તભાવે બેસી રહેતો ઘણીવાર એની આંખો આંસુથી છલકાઈ જતી

સુવર્ણા ને શરદ બને રડતાં આ સંસાર-ગૂંચ ઉકેલવા તેમણે ઘણા ઘણા પ્રયત્નો કર્યાં પણ જેમ જેમ પ્રયત્ન થતા ગયા, એમ એમ ગૂંચ વધતી ચાની આખું ઘર અશાન્તિનું ધામ બની ગયુ. ન સારું રંધાય, ન સારાં કપડાં ધોવાય, ન ઘર બરાબર સ્વચ્છ થાય ઘોડાના મોં પર ચઢાવેલા તોબરાની જેમ બંધાનાં મોં ફૂલેનાં રહે. હાસ્યમંદિર જેવા ઘરમાં જાણે



# સાબરના અજંપા

**શ્રી. બાલમુકુન્દ દવે**

ફૂટે અંધારાને વાચા, અચાનક ફૂટે અંધારાને વાચા,
પૂછે સાબરને કાંઠા, સાબરને પૂછે સાબરના કાંઠા.
જાગો કાં નિંદર છાંડી ? અખંડ તમે જાગો કાં નિંદર છાંડી ?
વર્ષોથી મીટ નથી માંડી, સાબર ! તમે વર્ષોથી મીટ નથી માંડી.
બોલે સાબરનાં પાણી, ઘેરાં ઘેરાં ડોલે સાબરનાં પાણી,
વિતકની વાત વીરા છાની, અજંપડાને નિરાંતે નિંદર શાની ?
આવે છે યાદ તને જૂની ? એ વાત હજી આવે છે યાદ તને જૂની ?
રે'તો તો એક અહીં ધૂની, ભેખડપે રે'તો તો એક અહીં ધૂની.
ગાજ્યો પરચંડ એક રાતે, આતમ એનો જાગ્યો પરચંડ એક રાતે,
આસન ને યોગ બધું ત્યાગે, ધૂણીમાં ધખધખ અંગારા લાગે.
રેતીમાં વેદના ભારી, વીરા મારી રેતીમાં વેદના ભારી,
બોલ્યો'તો વેણુ ટેકધારી, આશા મારી ફળશે જો મનની ધારી–
મળશું પાછા કોક દા'ડી, સાબર ! અમે ફરશું પાછા કોક દા'ડી,
નહિતર તો નિતની જુહારી, સાબર ! તને નિત નિત નિતની જુહારી.
ચાલ્યો એકલમલ આગે, ગુલામો ને દુખિયાનો દેવ જાણે જાગે,
મનમાં મેલાણ એ તો નાખે, મનખના મનમાં મેલાણ એ તો નાખે.
સતિયાની ઊઠી સવારી, વીરા ! ત્યાંથી સતિયાની ઊઠી સવારી,
ચોરાણી નિંદરૂં મારી, તે દિની છે ચોરાણી નિંદરૂં મારી.
પાવન એ પગલાં પખાળું, ફરી કયારે પાવન એ પગલાં પખાળું ?
જલની ઝકોરમાં રમાડું, વીરા મારી અંતરની વેદના ઠારું.

સ્મશાનીયા ડાઘુઓએ કબજો કર્યો !

શરદ પ્રેમભાગિની સુવર્ણાને સંતોષ આપવા ઇચ્છતો હતો. માતાપિતાનો તો એ આજ્ઞાંકિત હતો. હવે શું બને ?

[ ૩ ]

સંસારમાં સદા બને છે એમ આ પાણી-પિતના મેદાનમાંથી સદાની શાન્તિ માટે સુવર્ણા અને શરદે ખરી જવાનું યોગ્ય ધાર્યું. વહુ-દીકરો જુદા થાય એ તો હિન્દુ સંસારના ઘરોઘરની કજિયા-કહાણી હતી, એટલે લોક-ટીકાનો વિશેષ સંભવ તો નહોતો જ. સુવર્ણા સ્વતંત્રતામાં માનનારી હતી. સૂકો રોટલો પણ સ્વતંત્રતાથી ખાવો એ એનું જીવનધ્યેય હતું. એને પોતાને માટે આ સુવર્ણ અવસર લાગ્યો



# જૂનું ગાણું

શ્રી. અશોક હર્ષ.

ધરતી શું ધબકાર ભર્યું ને વ્યોમ શું હોજો વિશાળ,
માત સખું વળી વત્સલ હોજો અંતરગીત ઉદાર;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

એ રે ગાણામાં સંચર્યાં મારે કાળ તણા ઉચ્છ્વાસ.
રૂંધેલ હૈયાં માંહ્ય સીઝેલા વેદનાના નિશ્વાસ,
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

ગાતાં એ જુગનાં ગીતડાં મારે જેનું હું યે ફરજંદ,
આતમ વેચી જે માળખે મોહ્યું માંડીને પેલા ફંદ;
ગાણું પ્યારૂં કૈં યે નવું ના.
તો યે જૂનું થાય કદી ના.

કોયલડી ને કુંજ પરાં રહો, ઢૂકો ન શબ્દ પ્રપંચ,
ફૂલ કે કાંટાનું કામ નહિ, મુજ માનવ મોટો છંદ;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

લાખોની ભૂખની ભોમ તજીને, ભૂલી દુઃખી બેચેન,
કલ્પનાની મહોલાત ચણીને માણવાં શાં સુખચેન;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો ગે જૂનું થાય કદી ના

સચરાચરમાં પહેલો પિછાણ્યો આતમતત્ત્વ અમોલ,
ફળ છોડીને ફોતરે મોહ્યા આજ ઊભો વણતોલ;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

કલ્પોથી મહોરેલ માનવ દેહે આતમનાદ વિલીન,
સૂનાં રદિયાનાં આસન, સૂનાં નેણ, શો મનખો દીન;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

હૈયું રડે તો ય હોઠ હસીને, હસી જરા તો ગા,
આજે હજુ યે હામ હૈયે ઝીલવા કોટિક ઘા;
ગાણું મારૂં કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

સતની વાણીએ સૌને જગાડી સાધવો પ્રેમ પ્રયોગ,
ખોવું પડે સર્વસ્વ છતાં ના વેઠવો આત્મવિયોગ;
ગાણું મારૂ કૈં યે નવું ના,
તો યે જૂનું થાય કદી ના.

ધરતી શું ધબકારભર્યું ને વ્યોમ શું હોજો વિશાળ,
માત સમુ વળી વત્સલ હોજો અંતરગીત ઉદાર;
હોજો છોને કૈં યે નવું ના,
તો યે કોદિ જૂનું થશો ના.

---

પણ શરદ માથે કપરી કસોટી હતી જે નાના છોડને ઉછેરીને માળીએ ઘટાદાર વૃક્ષ બનાવ્યું, ને એની છાંયામાં બેસવાનો જ્યારે વારો આવ્યો; ત્યારે જ વૃક્ષે ઘટા સંકેલી લીધી ! માતાએ ખાનગી ભરતકામ કરી એને ભણાવ્યો હતો. પિતાએ ઘરના ખર્ચીને પહોંચી વળવા વૃદ્ધાવસ્થાના દ્વાર સુધી લાકડીના ટેકે શેઠની નોકરી ખેંચી હતી.

શરદના જુદા થવાના સમાચાર પિતાને મળ્યા.

પિતાના હાથમાંથી એ દહાડે ધ્રુજતી લાકડી પડી ગઇ. ઓશરી પર એ હાથના ટેકે બેસી જતાં એણે કહ્યું: "અરેરે ! તમે બૈરાંએ મારી જિંદગીના દશ વર્ષ ઓછાં કરી નાખ્યાં. વહુ તો શ્રીમતના ત્યાંનાં ને નાનાં હતાં, પણ તમારાં બધાં વર્ષો પાણીમાં ગયાં ?"

માસુજી સમાધાન માટે લેશપણ તૈયાર

## નભની નીલેશ્વરી



નભની નીલેશ્વરી ! સોહાય શી સોહામણી,
વદને લજામણીના રાગ :
સંધ્યા ! શોધે સ્નેહના સોહાગ ?
ધીમી ધીમી ચાલ કેમ દોડતી ઉતાવળી ?
પ્રણયનો તું વેરતી પરાગ :
સંધ્યા ! શોધે સ્નેહના સોહાગ ?
રિસામણાં લઈને સૂર્ય દોડયો નિજ મંદિરે,
કર્યો એણે તારો ત્યાગ ?
સંધ્યા ! શોધે સ્નેહના સોહાગ ?
મનામણાંના ભાવથી મનાશે તારો નાથ એ ?
ઉષાનો લાગિયો અનુરાગ :
સંધ્યા ! શોધે સ્નેહના સોહાગ ?
સ્મિત ભર્યું મુખડું ને કરુણા શી સ્પર્શતી,
નગુણો બાળતો શેં આગ ?
સંધ્યા ! શોધે સ્નેહના સોહાગ.

**મૂળજીભાઈ પી. શાહ**

નડોતાં. પ્રભુની મરજી !

લાકડી ફરીથી મજબૂત ટેકવીને પિતાએ નોકરી ચાલુ રાખી. શરદને આ સમાચાર મળ્યા ત્યારે છાનો છાનો રડી પડયો. સુવર્ણાને તો નવા ઘરની ધમાલમાં બીજી કશી સૂઝ જ નહોતી. શરદ અને સુવર્ણાએ નવું ઘર વસાવ્યાના સમાચારથી જૂના મિત્રો ફરીથી આવજા કરવા લાગ્યા હતા. ફરીથી સુવર્ણાની સ્ટાઈલની, એની વેણીની, એના ભૂલાયેલા કંઠની કદર થવા લાગી. પાર્ટીઓ, જલસા, મેળાવડા યોજાવા લાગ્યા.

આ બધી ધમાલમાં ગમે તેમ પણ શરદ ભૂલાતો હતો. સુવર્ણા શરદ તરફ બેદરકાર બનતી હતી. એને માટે મૂકવાનું ઊનું પાણી કામ કરનારી મોડી આવે તો ન મૂકાય. શરદ ઠંડા પાણીએ સ્નાન કરી ઓફિસે ચાલ્યો જાય. ચામાં ખાંડ દૂધ તો વધતા ઓછાં ચાલુ જ હોય. રસોઈમાં નવીનતા કે મિષ્ટતા ભાગ્યે જ જેવા મળે. કેટલીકવાર હોટલ, લોજ કે રેસ્ટોરાંથી પણ લાવીને બને ચલાવી લે, છતાં શરદનો ન દાદ ન ફરિયાદ ! માથું દુઃખે તો રૂમાલ બાંધીને પડયો રહે. પગ દુઃખે તો કદી કદી દોરી બાંધી દે ! એ મનમાં ને મનમાં વિચારતો:

"હું તો ગમે તેમ ચલાવું, પણ સુવર્ણા શ્રીમંતનું સંતાન. એ સુખી હોય તો પત્યું."

પણ જે વાતને એ પતેલી માનતો હતો એ વાત એમ ન પતી. એનું શરીર દિવસે દિવસે ઘસાતું ચાલ્યું. સળેખમ, ઉધરસ, કંઇક થાક વરતાવા લાગ્યાં. દવાનાં થીગડાં ચાલુ રહ્યાં, એટલે નભતું રહ્યું.

સુવર્ણાનો સુવર્ણ સંસાર વેણી, અલંકાર, સીનેમા ને પાર્ટીઓથી ભરેલો ચાલતો રહ્યો. આનંદ, હાસ્ય ને કિલ્લોલની એ દુનિયા !

[ ૪ ]

આનંદ ભર્યા સંસારમાં આજ એક વિશેષ આનંદ ઉમેરાયો. સુવર્ણાના પિતાના ઘરની પડોશમાં રહેતી લખમી પરણીને આજે આ જ ગામમાં આવી હતી, ને તેના પતિએ સુવર્ણાના ઘરની સામે જ ઘર લીધું હતું. શંભુમેળા જેવું એનું કુટુંબ. બિચારી લખમી કદી નવરી જ ન પડે. ઉપરથી સાસુનાં મહેણાં, નણંદની ટીકા ચાલુ જ હોય. વધુ દુઃખ તો

બીચારીને પતિ પણ એવો મળેલો કે વાતવાતમાં ધમકાવે.

કોઈક દહાડો દેવદર્શને જતી લખમી એને મળતી. સુવર્ણા તરત કહેતીઃ "અરેરે લખમી! તારે તો ઘેર પણ મજૂરી ને અહીં પણ મજૂરી!"

"બહેન, ઘર હોય તો કામ કરવું જ પડેને! પુરુષ બિચારા આઠ આઠ કલાક પારકા શેઠની નોકરી કરે છે, ત્યારે આપણે તો આપણાં ઘરનાં માણસની કરવી છે ને!"

"ભલા કામ કરવા છતાં ઉપરથી મેણાં?"

"ચાલતા ઘોડાને જ સહુ ચાબુક મારે. એ તો ધીરે ધીરે સહુ સમજશે. સહન કર્યા વગર બહેન, સુખ ક્યાંથી?"

સુવર્ણાને આ જવાબ ન ગમતો. એને સહન કરવાની આ ફિલસૂફીમાં શ્રદ્ધા નહોતી.

આનંદના આવા દિવસો પસાર થતાં વાર નથી લાગતી. આખો દહાડો ધમાલ! નવાનવા મિત્રોનો રાફડો! આજ અહીં જવાનું તો કાલે બીજે. ધણી-ધણીઆણીના જીવનમાં નિરાંતની એ વાતો પણ ન થતી. થતી તો ફિલસૂફી સિદ્ધાંત કે માન્યતાની મોંકાણ ઉભી થઇ જતી.

શરદના સાસરીયામાં લગ્નપ્રસંગ આવતાં સુવર્ણાને થોડા દિવસ માટે પિયર જવાનું થયું. શરદને વધુ રજા મળે તેમ નહોતુ. એ છેલ્લા દિવસોમાં ત્યાં જઇને પાછો આવ્યો. ઘણા દિવસે આવેલી સુવર્ણાને પિતાએ થોડા દહાડા વધુ રોકી.

શરદે આ બાબત વાંધો ન લીધો. એને સુવર્ણાથી જેટલી સગવડ મળતી, એનાથી વધુ અગવડ નહીં મળે, એની ખાતરી હતી. શહેરમાં લોજના ક્યાં તોટા છે? શરીરમાં કંઇક નરમા-ગરમી અવશ્ય રહેતી, પણ શ્રીમંતનું સંતાન સેવા પણ શું કરી શકે? એ અહીં હોય કે ત્યાં એને મન સરખી હતી.

દવા ચાલુ રાખ્યા છતાં આજ રાતે તો શરદને ખૂબ ઉધરસ આવી. કંઇક તાવ જેવું પણ લાગ્યું. આખી રાત પથારીમાં બેઠો રહ્યો.



## શે ટળે રે?



ભભૂકે ચોદિશ ભડકા ભોમમાંરે,
ગગને પહોંચે ઝાળ કરાળ:
સખિરી! આગ બૂઝે શી રીતથી રે?
ભીષણ ભવસાગર ભરતી ચડી રે;
ઉલટયાં પ્રલયકર ધમસાણ:
તારક માતા શોધું કયાં સખિ રે!
અણુ અણુ કંપી ઊઠયાં બ્રહ્માંડનાં રે,
ત્રાસે વ્યાકુળ જગનાં લોકઃ
સખિરી! જન સંરક્ષક કયાં હશે રે?
ઊંધી આંધીના વન વાયરા રે;
રૂંધે નેણ, સૂઝે નવ વાટ:
સખિરિ, પંથ બતાવણ કયાં છુપ્યો રે?
દિલડું ફફકે નયણાં નીતરે રે,
રોમે રોમ રૂંધામણ થાય:
સખિરી, આત્મ-અવશતા શે ટળે રે?

**સીતારામ શર્મા**

સવારે ધીરે ધીરે ઊઠીને ચા કરવા પ્રાયમસ ચેતાવવા જાય છે, ત્યાં બારણે કોઇએ ટકોરા માર્યા. જોયું તો લખમીની સાસુ!

"શરદભાઈ, કંઇ આખી રાત ઉધરસ આવી? વહુ અમારાં બહુ દયાળુ છે. સવારમાં જ મને કહ્યું કે બઇજી, શરદભાઇના ત્યાં કોઈ

## કુંજલડી રે !

ઓ ઉડતી કુંજલડી રે !
સન્દેશો મ્હારો લેતી જાજે !
સન્દેશો મ્હારો લેતી જાજે !
ઓ ઉડતી કુંજલડી રે !

*

સાસૂજીને તો કહેજે કુંજલ !
મ્હારાં પાયે લાગણાં :
ન્હાનાશા દેવરિયાને વ્હાલ કે'જે !
ઓ ઉડતી કુંજલડી રે !
સન્દેશો મ્હારો લેતી જાજે !

*

જેઠાણીજીને કહેજે કુંજલ !
મ્હારાં પાયે લગણાં :
દેરાણીને તો આશીષ કે'જે !
ઓ ઉડતી કુંજલડી રે !
સન્દેશો મ્હારો લેતી જાજે !

*

જેઠજીને માથલડે કુંજલ !
ફેરવજે હાથ ઘણાં :
ન્હાનીશી નણદીને યાદ દેજે !
ઓ ઉડતી કુંજલડી રે !
સન્દેશો મ્હારો લેતી જાજે !

*

પરણ્યાને કહેજે કુંજલ !
ઝાઝેરા તું મ્હેણલાં :
સાથે આવે તો તેડી લાવજે !
ઓ ઉડતી કુંજલડી રે !
સન્દેશો મ્હારો લેતી જાજે !

રમણિક કિશનલાલ મહેતા.

*એક રાજસ્થાની લોકગીતને આધારે.

નથી, તો તમે જઈ આવો ને! બિચારાંને અગવડ પડતી હશે. પડોશીધર્મ તો બજાવવો જોઈ એને."

"એ કેમ ન આવ્યાં ?"

"મેં તો કહ્યું કે તમે જાઓ. પણ કહે કે ઘરમાં બીજું કોઇ બાઇ માણસ નહીં, એટલે મારાથી ન જવાય."

આટલી મર્યાદા ! સુવર્ણા કદી આવી વાતને લક્ષમાં પણ ન લેતી. શરદને એ વિચાર પણ ન આવતો. આખરમાં તો લખમી અજ્ઞાન ખરીને !

"લખમી બહેન બહુ ડાહ્યાં લાગે છે."

"હા ભાઇ, લખમી તો અમારા ઘરની લખમી છે. પહેલાં તો ભાઇ, એમનું ઘર સામાન્ય ને વહુનું ભણતર ઓછું એટલે અમારું મન જરા પાછું પડતું. વાતવાતમાં અમે તપી જતાં. પણ સામો અક્ષર કેવો ? શરદભાઇ, મારા નાના દીકરાને કંઇ દમનું નાનપણથી પાસું. પણ શું શેક, તાપ ને ઓસિડયાં વહુએ કર્યાં, કે સારો થઈ ગયો. મારી એક દીકરીને હાથની ખોડ. દીકરીની જાત ને વળી ખોડ-ખાંપણ: મારો તો જીવ બળી જતો. પણ વહુએ રોજ ભાનભાતનાં તેલ ચોપડયાં ને ખોડ જતી રહી. એના સસરાને તો વહુના હાથની રસોઇ જ ફાવે. મને ને મારા પશવાને પહેલાં વહુ નહોતી ગમતી. હવે તો પશવો કહે છેઃ 'બા, દેવી છે દેવી'. વહુ મને તો ફૂલની જેમ જાળવે. કંઇ કામ કરવા ન દે. હું તપી જાઉં, પણ એ તો જાણે ઠંડા પાણીની માટલી."

શરદ સાંભળી રહ્યો. એ પોતાનું દર્દ ભૂલી ગયો. કંઈ ઊંડા વિચારમાં ઊતરી ગયો !

"ભાઈ, વહુ કહેતાં'તાં કે સુવર્ણાને જલદી તેડાવી લેજો. આટલી ઉધરસ ને કંઇ દવાદારૂ જ નહીં ! પીટયા દાક્તર તો એમનાં ખિસાં ભરે. બાકી શરદભાઈ ઘરના માણસ જેવું કોઈ ઓસડ જ નહીં."

"એ ખરું, પણ બહેન ! ચાકરીને એ ગઈ છે તો ભલે થોડા દહાડા રહે. આજે કોઈ સારા

ડાક્તરની દવા લાવીશ, એટલે મટી જશે."

—જે દર્દ-એ મટવાનું માનતો હતો, એ દર્દ વધતું જ ગયું. પણ લખમી અને એનાં સાસુએ સેવા કરવામાં કંઇ બાકી ન રાખી. રોજ શરદ પાસે સુવર્ણાને તેડાવવા માટે કાગળ લખવા કહે. શરદ તેમની સામે કાગળ લખે, ને નાખવાના બહાને પોસ્ટની પેટી પાસે જઇ ફાડી નાખે.

"આટઆટલા કાગળ છતાં ન આવ્યાં ?"

"આજકાલમાં આવવાનુ લખે છે." શરદ જવાબ દેતો.

સહુ રોજ રાહ જોતાં. લખમી અને એનાં સાસુએ શરદના માતાપિતાને ખબર આપ્યા પિતા દોડી આવ્યો. બાપદીકરો આંસુની નદીઓ વહેવડાવવા સિવાય કંઈ ન કરી શક્યા.

મોડી મોડી માતા આવી. કટાણું મોં ને મેણાં મારતી આવી. શરદે માતાને નમસ્કાર કર્યાં. મા કંઈ જવાબ આપ્યા વગર ચારે બાજુ જોતી બેઠી. શરદે માતાને પાસે બોલાવીને કહ્યું :

"મા, હવે વધુ ચિંતા કરીશ નહીં. હું તો થોડા દહાડામાં આ આંદામાનની જન્મટીપમાંથી છૂટીશ. દાકતરે ચોક્કસ કહ્યુ છે. પણ મા, લોકો કહે છે કે, સ્ત્રી તો પારકા ઘરની લક્ષ્મી છે. તું અને સુવર્ણા : બંનેને જોઇને એ વાત કદી સાચી ન માનત. પુત્રને ભરખનાર તારા જેવી માતાઓ જ્યાં હોય પતિને ભરખનાર સુવર્ણા જેવી સુંદરીઓ જ્યાં હોય ત્યાં લક્ષ્મીદેવીનો વાસ કેમ સંભવે ? આ તો ડાકણો શાકણો, ચૂડેલોનો સંસાર છે." શરદને ખાંસી ચઢી આવી. થોડીવારે શાન્ત થતાં ફરીથી એણે ચલાવ્યુઃ

"મા, મે કદી ગુસ્સો નથી કર્યો. પણ વગર વાંકે મને કાળા પાણીની સજા કરનારાં તમને બંને જણાંને શું કહું ? એક તરફ સગી જનેતા, બીજી તરફ જીવનસંગિની, બનેમાંથી એકેય મારા પર દયા ન આવી. એકેને નમતું આપવાનું ન સૂઝયું ? અરેરે, મને ઘરથી બહાર કાઢયો,

# સહિયરોને



ઘૂમો સાહેલીયો ઘૂમો હો !
 ખીલ્યા શારદ ચોક વિશાળ,
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

ઘૂમકે બ્રહ્માંડ ઘૂમે તારલા !
 ઘૂમે સૂરજ ને શશીરાજ !
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

ઘૂમે રૂપેરી ચંદ્ર કિરણો
 ઘૂમે રજનીનાં મધુરાં હાસ !
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

ઘૂમે શીળી સમીર લ્હેરીઓ
 ઘૂમે વિશ્વ-સંગતનાં ગાનઃ
 સાહેલીયો ઘૂમો સાહેલીયો ઘૂમો હો !

ઘૂમે સાગર ઉર ઉર્મિઓ
 ઘૂમે સરિતાનાં ઝરણાં-નીર :
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

ઘૂમે પૃથ્વી ને ઘૂમે પાણીડાં
 ઘૂમે આકાશ વાદળ-વેલ !
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

ઘૂમે સંસારે શીળી સુંદરી
 ઘૂમે ઉલટે આનંદ રાસ !
 સાહેલીયો ઘૂમો, સાહેલીયો ઘૂમો હો !

જશુભાઈ રાવળ



# શરદ્—રાસ

શ્રી. રઘુનાથ બ્રહ્મભટ્ટ.

શરદ્ નભમાં હિમાંશું જો નાચી રહ્યો,
પ્રાણ–પ્રાણે એ ઉર્મિઓ નચાવી રહ્યો,
નયન–નયને નવજ્યોત્સ્ના જગાવી રહ્યો.
શરદ્ ચંદનીના ચોક છે સોહામણા,
આવો સજની અમૃતનાં હળે છાંટણાંઃ
ઝીલો ઝીલો રસધાર એ વહાવી રહ્યો.—શરદ્
નવી ઉર નિર્મળ ચંદ્રિકા, જળ ઉર શારદ્ વેલ,
ઉર ઉર હંસ કલ્લોલતા, નયને અમૃત હેલ;
આવો અવનીની ઉજ્જવળ સૌદામિનિ,
ભાવ ભીની ઓ ગુર્જરી–કોડામણી,
રાસ રમવા રસરાજ આજ આવી રહ્યો.—શરદ્
લજ્જાની અંજલિ ભરો, લજ્જાળુ ઓ બાળ,
વ્હાલ–નિતરતાં વદનથી ઉજવો શરદ્ રસાળ,
તારા શી લજાયો સ્નેહલ સોહાગ છે,
તારે વદને પવિત્રતા પરાગ છે,
તારા ચેતન ચમકાર, તારા પ્રેરક હલકાર,
તું છે જ્યોતિ અવતાર, રાસ નિરખી રસેશ્વર,
જો રાચી રહ્યો.—શરદ્

છતે માબાપે રઝળતો કર્યો. સુવર્ણાને શું કહું? એને લાવતાં તમને કેવા ઓરતા થતા હતા! લાવીને નભાવી પણ ન શક્યાં? મા અને પત્ની : બંનેએ મારી નાવ ડુબાડી.

"આ લખમીબેનને ન જોયાં હોત તો હું નારીને નરકની ખાણ માનત! ખરેખર, પારકા ઘરની લક્ષ્મી તે આનું નામ. મા, હું ચાલ્યો. મોટી પોકે સંસારને બતાવવા હવે રડજો. સુવર્ણાને સંદેશો મોકલજો કે તારી સ્વતંત્રતા હવે અખંડ બની છે. સહુ આનંદો! મારો પણ આનંદનો દિવસ હવે નજીક આવ્યો છે."

જીવનમાં કદી ક્રોધી ન બનેલો શરદ છેલ્લી ઘડીએ ક્રોધી બની ગયો. એના શ્વાસમાં કફ ભરાઇ ગયો. એ કાઢવા બહુ મહેનત કરી, પણ ન નીકળ્યો. એનું પ્રાણપંખેરૂં ઊડી ગયું હતું.

સહુએ આકાશને ગજવી નાખે તેવું કલ્પાંત કરી મૂક્યું.

# મોંઘવારી

( હાસ્ય કટાક્ષ રાસ )

લોક લોકના જીવનમાં પલટા દેનારી બળી મોંઘવારી બળી મોંઘવારી.
મેં તો મનને મનાવીને શમાને આજથી રજા દીધી,
મેં તો કપડાં ધોવામાં ગળી ને સાબુની કસર કીધી;
મેં તો મદ્રાસી મોઘી છીકણીની ચપટી ઓછી લીધી:
તોયે મારી નાણાંની થેલી ખાલી ખાલી, બળી મોંઘવારી બળી મોંઘવારી.

મેં તો કોલસાની ભૂકીને ભેળવીને છાણના ગોળા કર્યા,
મેં તો કેરોસીનના ડબાને પાણીચું દઈને કોડિયાં ભર્યાં,
મેં તો કાગળના ડૂચાને ઢીબી ઢીબીને ઘાટીલા ગુંડલા કર્યાઃ
ત્યારે પેલી શેઠાણીએ સ્ટવની લાણી કરી, બળી મોંઘવારી. બળી મોંઘવારી.

મેં તો પાશેર દૂધમાંથી નવટાંકની નવ જણની ચા કીધી,
મેં તો કારેલાંની છોલમાંથી ભજીયાં ને ઢોકળાંની વાનીકરી,
મેં તો રેશનના ઘઉંના કાંકરાથી તળીયાની પોળ પૂરી;
પેલા બંગલાવાળાને ઘેર મિઠાઈ કરી, બળી મોંઘવારી. બળી મોંઘવારી.

બેન ! ઘંટી પીસવાની મજા તે આજ મારે બરડે જાણી,
બેન ! ખાંડવાની કેવી ધમક તે આજ મારે બાવડે જાણી,
બેન ! 'પનિહારી'નાં ગાતી'તી ગીત તે મોજ મારે હૈયે મા'ણી.
માંડ ઘરમાંથી દવાની બાટલી છૂટી, બળી મોંઘવારી. બળી મોંઘવારી.

એના કાકાના કોટને કાપીને બેબીનાં ઝબલાં કર્યાં,
જુના ધોતિયાના ચીંદરડાં ફાડી 'બાબા' બાળોતીયાં કર્યાં;
જીર્ણ સાડીને કાપીને કુપીને ગોદડાં ને નવા ઓશીકાં ભર્યાં,
પેલા સાકીંટવાળાને ઘેર ગાંસડી ભરી. બળી મોંઘવારી. બળી મોંઘવારી.

મેં તો સગાં સંબંધીને શહેરમાં ન આવવા ચેતવણી દીધી,
જાતાં જાત્રાએ 'કંકુ ડોસીને' તારથી મેં ખબર દીધી;
કહ્યું કોલેરાનો રોગ છે ભારી, કે લેજો ટીકીટ સીધી,
તોયે છાછવારે એક–બેની આવક ખરી. બળી મોંઘવારી. બળી મોઘવારી

બાઈ, સરખી સમાણી સૌ આવો તો સુખદુઃખની વાત કરીએ,
બાઈ, આવો તો કાળમૂખી મોંઘવારી કેરી મોંકાણ માંડીએ;
બાઈ, માનો તો પાઠ એમા જીવનની સાચી રીત શીખીએ,
એમાં સાદા જીવનની છે સિદ્ધિ ભરી. બળી મોંઘવારી. બળી મોંઘવારી.

શાંતિકુમાર પંડયા.

# નાવલિયા ના'વ્યા.

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.

પૂનમ પગલે વાટડી જોતી
નાવલિયા ના'વ્યા,
હાં રે સખિ, નાવલિયા ના'વ્યા.
કાર્તિક ચમકે દેવદિવાળી
મંદિરિયાં અજવાળ્યાં;
દીપમાળના વિવડે દિવડે
તે જ પ્રીતમનાં ઢાળ્યા;
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
માગશરના શિશિર સુસવાટે
થર થર કંપાવ્યા;
સૂની એકલ રાતલડિએ
પળ પળ ચમકાવ્યાં:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
પોષે પોષક મદન સૂર્યનાં
સંક્રાતિ ટાણાં;
પતંગ દોરે દિલના છાના
સંદેશા માણ્યા:
હોય સખિ, નાવલિયા ના'વ્યા,
આંબા ડાળે મંજરી મોરી,
વન વન બહલાવ્યા;
વસંતની વાયૂ લહેરીએ
નયણાં તલસાવ્યાં:
હોય સખિ નાવલિયા ના'વ્યા.
ફાગણ આવ્યો ફળિયે ફળિયે
ફાગખેલનો ખેલ્યાં;
રંગલીલામાં રસબસ થાતાં
રસિયાઓ રેલ્યા:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
ચૈત્ર પૂર્ણિમા ચૌદ લોકનાં
અમૃત વરસાવ્યાં;
સરિતા કાંઠે અભિનવ રાગે
શમણાં સરજાવ્યાં:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
વૈશાખે ધરતી ધમધમતી
સૂરજને અકળાવ્યા:
તણખા ઝરતા તડકે ભડકે
દાવાનળ સળગાવ્યા:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
જેઠ પૂનમની વાદળી દોડી
વર્ષાની છાયા;
નવસર્જનની લગન લગાડી
મીઠી લાગે માયા:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
માસ અષાઢે વિજળી ઝબુકી
જલ-તાંડવ મંડાયાં;
વિરહે જળતાં અંતર કાજે
મેઘ મલ્હાર ગવાયા:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
આવી શ્રાવણી, ભાઈબહેનનાં
રક્ષણ બંધાયાં;
જગપગથારે સ્નેહ બંધનાં
વ્હાણેરાં વાયાં:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
ભાદ્રપદે પૂનમ વિસરાવી,
પર્વ બીજાં અપનાવ્યાં;
હૃદય વિભૂતિ રાષ્ટ્ર પ્રાણનાં
પૂજન મંડાવ્યાં:
હોય સખિ, નાવલિયા ના'વ્યા.
બંસરી નાદે નંદકિશોરે
જીવન રાસ રમાડ્યાં;
શરદ પૂનમની ધન્ય ઘડીએ
પ્રીતમ પાસ પધાર્યાં;
હાં રે સખિ, સૂતા સ્નેહ જગાડ્યા,
હાં રે સખિ, નાવલિયા આવ્યા.

# હળવે હાથે



**શ્રી. શાન્તિકુમાર પંડ્યા**

હળવે હાથે વલોવીને અમૃત નિપજાવ્યા છે તેવું ગુજરાતનું રાસ-ગરબા-રાસડા રૂપી અમૃત ધન વિશ્વના ઇતિહાસમાં પોતાનો ફાળો નોંધાવી રહ્યું છે.

હળવા ફૂલ જેવો કવિ—હૃદયના અંતર—તલમાંથી સાંસરવો નીકળી જતો બોલ લોકકંઠે અમર રહ્યો છે. તેણે સમાજને જાગૃત અને ચેતનવંતો રાખ્યો છે; લોકજીભે ચડી તેણે માનવસ્વભાવની સારી યા નરસી યાતનાઓ ગઈ છે ! સાસરીયામાં માવતરોને કરૂણ સંદેશા પાઠવ્યા છે. મોટા ઘરની રીતોમાં ગોરાંદેએ જીવનમાં ઝેર પી, ઘરચોળાંની લાંબી સોડયો તાણી હસતે મોએ વિદાય લીધી છે, તે સુરેખ શબ્દ ચિત્રાવલીઓ માનવ અંતરની ગુહા ભેદીને એની લાગણીઓના તારને ઝણઝાવે છે ! એ અજ્ઞાન કવિને કેમ શબ્દોની ગુંથણીમાં કે ભાષાની ચૂંથણીમાં ઉતરવું પડ્યું હશે ! તેના મનોમંથમાંથી કાવ્ય ઝરણીઓની સરવણીઓ ફૂટતી ધોધમાર વહીને સળંગ ચિત્રને જીવંત બનાવી દીધુ છે.

તેવું બીજું મેના ગુર્જરીનું કોઇ લોકકવિનું ચિત્રણ ખરેખર અદ્ભૂત છે ! વીરાંગના મહાશક્તિને જોમ આપે તેવું હૃદયગમ છે.

તેણે કરેલું ગુર્જરીનું દેહ-સૌન્દર્યનું વર્ણન આપણી આગળ એ રજપૂત યુગની વીરનારીનો તાદ્દશ ચિતાર ખડો કરે છે. બાદશાહની બાદશાહતના પ્રલોભનથી અચળ રહી, તેના જડબાતોડ જવાબ આપનાર મેનાં—ગુર્જરીને શબ્દદેહે અમરત્વ આપનાર લોકકવિની એ સાચી કવિતા છે. લોકસાહિત્ય યુગોથી વારસામાં મળ્યે જાય છેઃ ઘંટી દળનારી નણંદે ભાભીને કંઠે કરાવ્યું છે, સામી સામી ખાંડનારી સાસુએ વહુને ઝીલાવ્યું છું, પાણીની હેલ ભરી લાવનારી સરખી સમાણી સહિયરોએ એક બીજાને બોલ આપ્યા છે.

જીવનની એવી રૂપલા ગત્રીઓ આવે છે કે તેમના આત્મા એ નિવમો ઉજવવા તલમી રહ્યા હોય છે. નોરતાના નવ દિવસ તેમના જીવનમાં રસ રેલાવે છે ! રાતની રાતોમાં એ સરખી સમાણીઓ સ્વતંત્ર જગત સર્જે છે અને તે જગતમાં નિર્બંધ પણે વિહરે છેઃ રાસ-ગરબાની ધૂન મચાવે છે ! સાગી ય રાત એ તાલ-લય અને નર્તનમાં સારાય જીવનનો થાક વીસરી જાય છે !

ક્યાં એ લોકરાસ, અને ક્યાં એ ધીંગી મરત બુલંદ અવાજના પડઘા પાડનારી ગાનારીઓ! ગામડા મટીને હવે શહેરો વધ્યાં છે. નોરતાના દિવસમાં શેરીઓ નિસ્તેજ સૂની પડી લાગે છે. જાણે આપણું અમોલુ ધન પાછું લુપ્ત થતું હોય. તેમ લાગે છે. તેને વેરણછેરણ થતું અટકાવવાને આપણા લોકકવિ શ્રી. મેઘાણીએ પાંચ છ ફૂલછાબો ભરી છે. તેને પણ લોકકંઠે રમતું કરવાની હવે જરૂર પડી છે. આપણા કવિઓ

હજુ તેનો સ્પર્શ કરતાં અચકાય છે. કવિવર ન્હાનાલાલે તેમાંથી પ્રેરણા લઈને નવા યુગને ઘટતા રાસો આપ્યા છે, આજના યુગે તેને ઝીલ્યા છે. પણ તે પછી અનુકરણો કરી સંસ્કૃત શબ્દોથી લાદી, રાસની મહત્તાને ઘટાડી દીધી છે. ચઢેલી ભરતીનો પાછો એક દસકામાં ઓટ આવ્યો છે. તેનાં કાવ્ય ઝરણું સૂકાનાં જાય છે. આપણા કવિઓ છંદ બદ્ધ કવિતા તરફ એટલા ધસ્યા જાય છે અને લાગે છે કે કદાચ રાસ યુગનું એક મોજું જ હતું.

ગુજરાતણો પણ તેમના પ્રિય રાસ ગરબા તરફ બેદરકાર રહી લાગે છે. તેમના સમારંભોમાં હવે અભિનય ગીતો અને નૃત્યોનું પ્રમાણ વધુ પડતું છે. તેમના ગળાના કંઠ કોઈએ ચોરી લીધાં છે. તેમના હૈયાનું હીર કોઈએ ચૂસી લીધું છે. નૃત્યોમાં અપૂર્ણ કૃત્રિમ રીતે હાવ-ભાવથી કાયાને પરાણે ઝૂલાવી રહી હોય છે

અને આપણા કવિઓ તો એક મેઘાણી કે ન્હાનાલાલની સરસ કૃતિ પમરાટ ફેલાવતી હોઈ કે તેના ઢાળમાં ભાર તાલ સમજ્યા વગર દસ પંદર રાસ ઘસડી કાઢે છે. જો તેઓ અનુકરણથી પર રહી, આપણા લોકગીતોની ઢાળ રચના સમજવા પ્રયત્ન કરી, પોતાના સરલ, શબ્દોમાં રચના ઉતારશે તો તેઓ જરૂર સફળ થશે. આજના કવિઓને માર્ગ-દર્શની જરૂર છે તે કોઈ શ્રી મેઘાણી કે સુન્દરમ્ જેવા સફળ કવિઓ રાસ-ગરબાની દોરવણી કરશે તો પાછા એ હલકવાળા સરળ અને અંતર વીંધે તેવાં મનોરમ રાસ ગરબા રચાશે.

બાકી આજ તો આપણું રાસ સાહિત્ય અસ્તાચળે જતું લાગે છે. તેને પ્રકાશમાં લાવવાનું કામ આજના નવા યુગના કવિ પ્રતિનિધિઓના હાથમાં છે.

*

આ અંકમાં આવેલી લેખન સામગ્રીથી જોઈ શકાશે કે આ વર્ષે અપવાદ સિવાય લગભગ મહાગુજરાતનું પ્રતિનિધિત્વ ધરાવતા જુના અને નવા રાસકવિઓએ પોતાની સુંદર કૃતિ મોકલી આપી છે. તે બદલ તેમનો આભાર માનું છું.

સરકારી ક્વોટા પ્રમાણે ઠરાવેલ કાગળોથી અંક વધારી શકાય તેમ ન હોવાથી દરેક લેખ ઉપર નોંધો જતી કરવી પડી છે.

કવિશ્રી ન્હાનાલાલની 'હરિની હંસલી' નામે સર્વાંગ સુંદર કૃતિ રાસનું ચક્રવર્તિ પદ જાળવી રાખે છે. તેના ગૂઢ ભાવોને આપણે પહોંચી શકવાના નથી. ત્યારે આપણા લોકકવિ શ્રી મેઘાણીએ કવિ સમ્રાટ રવિન્દ્ર બાબુના બંગાળી ગીતો તેમની લાક્ષણિક પદાવલીમાં ઉતારી ગુજરાતને ઋણી બનાવ્યું છે. તેમની 'શુભ પ્રેમ'ની ગીતાવલી દિલમાં ગુંજી રહે તેવી સુંદર છે.

તે પછી આપણા નવી કવિતાના સર્જકો શ્રી ઉમાશંકર, શ્રી સ્નેહરશ્મી તથા શ્રી. રામ-પ્રસાદ શુક્લે રાસગીતો સર્જવામાં કલમ ચલાવીછે

બાઈશ્રી મોહિનીચંદ્રની એક સુંદર પ્રાર્થના આપણા નિત્ય જીવનમાં નિરંતર પાઠ કરી શકાય તેવી ભાવભરી છે. તેમજ શ્રી અશોક હર્ષનું "જુનું નાણું" નવુંયે નથી અને જુનું થવાનું નથી.

નવા નવા પ્રયોગ કરવામાં શ્રી. બાળમુકુંદ દવે અને વેણીભાઈ જાણીતા છે. તેમની 'જાગો' અને સાગરના અજંપા સુંદર કૃતિઓ છે.

તે સિવાય બીજા કવિઓની સુંદર કૃતિઓ-નો જગ્યાના અભાવને લીધે ઉલ્લેખ કરી શકાય તેમ નથી. તેથી તેનો રસસ્વાદ વાચકો જ કરી લે

# હિંદુ કાયદામાં સુધારણા

**શ્રી. પ્રભુદાસ બાલુભાઈ પટવારી**
બી. એ. એલએલ. બી. એડવોકેટ

હિંદ જ્યારથી ગુલામ બન્યું ત્યારથી આપણો સમાજ રાજકીય સામાજિક આર્થિક વગેરે ક્ષેત્રમાં જે અધોગતિ અને દુર્દશામાં ધસડાઇ રહ્યો છે તેનું વર્ણન કરવું હવે બીનજરૂરી છે. આર્ય સંસ્કૃતિની તેજસ્વિતા અને પ્રભાવ ઓસરી ગયાં અને તરેહતરેહની રૂઢીઓ અને કુરિવાજો ધર્મ અને નીતિના નામે પ્રજામાં જડ ઘાલી બેઠાં.

સમયના પ્રવાહમાં આપણે ત્યાં પ્રવર્તી રહેલી સામાજિક અસમાનતા દૂર કરવા માટે અનેક પ્રયત્નો ચાલુ છે અને છેલ્લા દશકામાં પ્રચંડ આંદોલનો થવાથી સરકારે પણ ચારેક વર્ષ પહેલાં ચાલુ કાયદામાં સુધારણા કરવા અંગે એક સમિતિ નીમી છે. એ સમિતિના પ્રમુખ કલકત્તા હાઇકોર્ટના ભૂતપૂર્વ ન્યાયમૂર્તિ સર બી. એન. રાવ છે. આ કમીટીએ આપણા સમાજના સળગતા પ્રશ્નો એકત્રિત કરી એક પ્રશ્નાવલિ બહાર પાડેલી હતી. તે પ્રશ્નાવલિ હિંદભરમાં આ વિષયમાં રસ લેતા ઘણાને મોકલવામાં આવેલી. અનેક સંસ્થાઓ અને વ્યક્તિઓએ એક રીપોર્ટ પ્રકટ કર્યો અને તેના ઉપર પણ નિષ્ણાતોના અભિપ્રાયો અને મંતવ્યો રજુ થયાં. પરિણામે હિંદુ કામદાનો આ ખરડો પ્રજા સમક્ષ રજુ થયો છે. અત્યારે એના ગુણદોષની ચર્ચાને અવકાશ નથી. તે ખરડામાં શું છે તેનો સારાંશ આપણે જાણીએ.

આ ખરડો કામચલાઉ છે. રાવસમિતિ જાહેરમત જાણ્યા પછી હિંદના મુખ્ય શહેરોમાં પ્રવાસ કરી જરૂરી નિવેદનો લેશે અને ત્યાર બાદ વડી ધારાસભામાં ખરડો પસાર કરવામાં આવશે.

હિંદુ કાયદાના શ્રુતિ, સ્મૃતિ રીતરિવાજો અને તેના આધાર પર અપાયેલા કોર્ટોના ચુકાદાઓ તથા કેટકે કટકે થયેલા અમુક ધારાઓનો બનેલો છે. રાવસમિતિએ નવેસરથી હિંદુ કાયદાને એક સમગ્ર ધારારૂપે ( Codification ) બનાવવાની દરખાસ્ત મૂકી છે.

આ હિંદુ કાયદાના ખરડામાં હિંદુની વ્યાખ્યા સૂચવવામાં આવી છે. તેમાં હિંદુ, શીખ, જૈન, બૌદ્ધધર્મી સૌને આવરી લેવામાં આવ્યા છે. સ્ત્રીધનની વ્યાખ્યામાં સ્ત્રીને વારસાથી, વહેંચણીથી, બક્ષીસથી, ભેટથી, જાતમહેનતથી વગેરે મળેલી હરેક પ્રકારની મિલ્કતને સ્ત્રીધન તરીકે ગણવામાં આવી છે.

આ નવા કાયદામાં જે મહત્વના ફેરફારો સૂચવવામાં આવ્યા છે તેનો જ નિર્દેશ અહીં કરેલ છે.

**વારસા-હક્ક**

વારસાહક્કમાં પુત્રીને પુત્ર મુજબ વારસદાર તરીકે સ્થાન અપાયું છે. પુત્રને જે હિસ્સો મળશે તેનો અડધો હિસ્સો પુત્રીને મળશે — ઉદાહરણ તરીકે એક વ્યક્તિ પાંચ હજાર રૂપીયા મૂકી મૃત્યુ પામે અને તેની પાછળ તેની વિધવા, પુત્ર અને પુત્રી હોય તો વિધવાને બે હજાર, પુત્રને બે હજાર અને પુત્રીને એક હજાર રૂપીયા વારસાઈ હક્કથી મળશે. [illegible] મૃત્યુ પામનાર પોતે [illegible] થાય તેરા [illegible] ગોમાં મિલ્કતની [illegible] ત્રીજની [illegible]

*તાજેતરમાં અમદાવાદની અનેક સંસ્થાઓના આશ્રય હેઠળ ઓન શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરના પ્રમુખસ્થાને ભરાયેલ સભામાં આપેલ ભાષણ.





અનુસાર થશે.

વારસાના કાયદામાં બીજો મહત્વનો સુધારો એ છે કે, ગુજરનારની મિલ્કત વારસદારોને ઉત્તરાધિકારથી નહીં, પરંતુ વીલના અગર વીલ વગરના વારસાઈ હક્કથી પ્રાપ્ત થશે. એટલે કે અત્યારે સંયુક્ત કુટુંબમાં જન્મ થતાં જ પુત્ર, પૌત્ર કે પ્રપૌત્રને હક્ક પ્રાપ્ત છે, જ્યારે આ સુધારાથી વ્યક્તિના મૃત્યુ બાદ તે વખતના વારસદારોને મિલ્કત મળશે.

લગ્ન

નવા સુધારામા બે પ્રકારના લગ્નની વ્યવસ્થાની જોગવાઈ કરવામાં આવી છે. સંસ્કાર લગ્ન અને સિવિલ લગ્ન. જેને જે લગ્નપ્રથા પસંદ હોય તે દ્વારા તે લગ્નગ્રંથીમાં જોડાઈ શકે છે. સંસ્કારલગ્ન હિંદુધર્મની વિધિઓ અને રીતરિવાજો મુજબનાં લગ્ન છે, પરંતુ કોઈ પણ પુરુષ એક પત્નીની હયાતીમાં બીજું લગ્ન કરી શકશે નહિ; સોળ વર્ષની ઉંમરની અંદરની કન્યા હોય તો તેના પિતા કે વાલીની સમ્મતી જોઈશે. સિવિલ લગ્નમાં આવી વિધિની આવશ્યકતા નહિ રહે. તેમાં લગ્નના રજીસ્ટાર પાસે સોગંદવિધિથી લગ્ન થશે. સિવિલલગ્ન અંગેના નિયમો હાલના સ્પેશિયલ મેરેજ એકટના નિયમો જેવા જ છે.

તેમાં એક વિશેષ કલમ મૂકાઇ છે કે હાલના પરિણિત યુગલો કે જેમને પોતાના લગ્ન કાયદેસર છે કે નહિ તેની, અગર વિધિ અનુસાર પરણેલાં હોવા છતાં જેમને સિવિલ મેરેજ કરવાની ઇચ્છા હોય કે શંકા હોય તેવાઓને સિવિલ મેરેજ કરવાની છૂટ રહેશે.

લગ્ન વિચ્છેદ

આજે હિંદુ કાયદામાં અમુક જ્ઞાતિઓ કે જ્યાં છૂટાછેડાનો રિવાજ પ્રચલિત છે તે સિવાય કોઈને લગ્નમાંથી છૂટા થવાનો હક્ક નથી. નવા કાયદામાં લગ્ન નિરર્થક કરાવવા અંગે તથા લગ્ન વિચ્છેદ અંગે પ્રબંધ કરવામા આવ્યો છે.

કોઈ પણ પત્ની અથવા પતિ કોર્ટ માર-

કૃત નીચે જણાવેલા કોઇ પણ કારણ ઉપરથી પોતાનું લગ્ન નિરર્થક ઠરાવી શકશે.

(૧) લગ્ન વખતે અને કેસ કરતી વખતે સામાવાળા ક્લીબ હોય.

(૨) પ્રતિબંધિત સગાં તરીકે હોય.

(૩) લગ્ન વખતે ગાંડા કે અબુદ્ધ હોય.

(૪) એક પત્ની કે પતિની હયાતિમાં બીજું લગ્ન કર્યું હોય.

અરજદાર સામાવાળા પાસે નીચે જણાવેલા પૈકી કોઈ પણ કારણ ઉપરથી કોર્ટ મારફત લગ્ન વિચ્છેદ કરાવી શકાશે.

(૧) સાત વર્ષથી ઓછી નહિ એવી મુદતથી ભ્રાંતચિત્ત થયેલ હોય.

(૨) ઉપર કેટલી મુદતથી રક્તપિત્ત હોય.

(૩) યોગ્ય કારણ વિના ઉપર જેટલી મુદતથી ત્યાગ કર્યો હોય.

(૪) ધર્મપલટો કર્યો હોય.

(૫) ઉપર જેટલી મુદતથી જાતીય રોગથી પીડાતા હોય.

(૬) પતિએ રખાત રાખી હોય અગર પત્ની કોઇની રખાત બની હોય.

**દાયજો**

અમુક કોમોમાં દાયજાની અનિષ્ટ પ્રથાથી ઘણી વિકટ પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે તે પ્રથા સામે ખૂબ ઉહાપોહ થયા કર્યો છે. નવા કાયદામાં આ પ્રથાનો અંત લાવવાનો સ્તુત્ય પ્રયાસ થયો છે. દાયજાની બધી રકમ પત્નીના ટ્રસ્ટ તરીકે ફરજીયાત ગણવામાં આવશે.

**દત્તકવિધાન**

હિંદના જુદા જુદા ભાગોમા દત્તક લેવાની જુદી જુદી પ્રથાઓ છે અને તેથી અનેક મુશ્કેલીઓ અને ઝઘડાઓ ઉભા થાય છે. રાવ સમિતિએ કાયદામાં આ બધી પ્રથાઓનો અંત લાવી સમગ્ર દેશ માટે દત્તક વિધાનની એક સરખી પ્રથાને જ અનુસરવાની યોજના મૂકી છે. ઉપરાંત મુબઇની હાઇકોર્ટે પ્રતિપાદિત કરેલ વિધવાના દત્તક લેવાના હક્કને કાયદામાં બહાલી આપી છે. મુબઈ હાઇકોર્ટે અનેક ફેંસલાઓ મારફત એવો નિર્ણય આપેલ છે



કે, સંયુક્ત કુટુંબમાં એક કુટુંબજન પોતાની પાછળ વિધવાને મૂકી અવસાન પામે તો તે કુટુંબજનની વિધવાને મૃત પતિએ જો સ્પષ્ટ પ્રતિબંધ કર્યો ન હોય તો પોતાના પતિનો વંશ ચાલુ રાખવા યોગ્ય વ્યક્તિને દત્તક લેવાનો હક્ક છે. હાઇકોર્ટોમાં આ વિષે મતભેદ છે. નવો કાયદો મુબઇના પ્રગતિકારક નિર્ણયને કાયદાનું અમલી સ્વરૂપ આપે છે.

દત્તક બાબતમાં અનેક ઝઘડાઓ ઉભા થતા હોઇ, કાયદામાં દત્તક વિધીને રજીસ્ટર કરાવવાની પણ યોજના કરવામાં આવી છે.

વાલીપણા અને સગીરોના ચાલુ કાયદામાં મહત્ત્વના ફેરફારો કરવામાં આવ્યા નથી, પરંતુ ચાલુ પરિસ્થિતિનું એકીકરણ કરવામાં આવ્યું છે.

આ રીતે રાવ સમિતિએ ઘડેલ હિંદુ કાયદાની મુખ્ય કલમોનો સારાંશ આવી જાય છે. બીજા નાના નાના થોડા ફેરફારો છે પરંતુ તે બહુ મહત્વના નથી.

# પૂછપરછ

મારા હાથના પંજા ઘણા મોટા હોવાથી ચુડલી પહેરતાં ઘણી મુશ્કેલી પડે છે ને બંગડી પહેરતાં તો કેટલીયે બંગડીઓ નંદવાઇ જાય છે. તો બંગડી પહેરતાં પહેલાં હાથને કુણા બનાવવા માટે શું કરવું તે લખશો. **—સરલા**

ઘણી સ્ત્રીઓના હાથના પંજા ઘણા મોટા હોય છે, તેટલું જ નહિ, કઠણ પણ હોય છે. એવી સ્ત્રીઓ મોટે ભાગે ખીલી-પાંખીઆળી ચુડલીઓ પહેરે છે. કેમકે મોટા પંજાને લીધે મોટી ચુડલી પહેરે તો કાંડા ઉપર 'ઢખળો'—મોટી પડે છે. ચપોચપ બંગડી પહેરવાની ઇચ્છા આવી બહેનોને જતી કરવી પડે છે. પણ જો બંગડી પહેરતાં પહેલાં તેલ અને પાણી વતી હાથના પંજા ચીકટા કરવામાં આવે તો ચુડલી કે બંગડી પંજા નરમ થવાથી સહેલાઇથી ચડી જાય છે કેટલીક બહેનો સાબુવાળા હાથ કરીને પણ બંગડી પહેરે છે તેમજ ગ્લીસીરીનવાળા હાથ કરી પાણી વતી ઘસવાથી પંજા ચીકટા અને નરમ થવાથી બંગડી કે ચુડલી સહેલાઇથી પહેરી શકાય છે.

*

હું ગઈ દિવાળી ઉપર 'ટાઇફોઇડ'માં પટકાઇ પડી હતી. એકાદ મહિને સાજી થઇ. તે પછી ધીમે ધીમે શક્તિ આવ્યા પછી મેં કસરત શરૂ કરી. તેથી હાડકામાં દરદ થાય છે. પહેલાં મારૂં શરીર સુડોળ અને કેડ પાતળી હતી તે આ મંદવાડ પછી શરીર દુબળું ને કેડ મોટી થઇ ગઇ છે. તો કસરત કરવી કે નહિ તે લખશો તો આભારી થઇશ**—પ્રમીલા**

આ બધાનું કારણ નબળાઈ (કમજોરી) છે. ટાઈફોઈડ તાવને લીધે ખૂબ નબળાઈ આવી જાય છે અને આવી નબળાઇમાં કસરત કરવાથી શરીરને લાભને બદલે નુકસાન થાય છે. અત્યારે તો થોડું ટહેલવાથી પણ પૂરતી કસરત મળી રહે ને તે પછી શરીરમાં શક્તિ આવતી જાય તેમ તેમ કસરત વધારે પ્રમાણમાં કરતા જવું. શરીરમાં પૂર્ણ શક્તિ આવી ગયા પછી આવી ફરીઆદ રહેશે નહિ.

*

મારા હાથ અને પગ ઉપર ખૂબ રૂંવાટી થઇ છે. તેથી મને ખૂબ શરમ આવે છે ને આખો દિવસ ઘરમાં પણ હાથપગ ઢાંકીને બેસી રહું છું. બહાર જતા તો લજવાઇ મરૂં છું એ માટે કોઈ ઉપાય હોય તો જણાવશો.

**—શિરીનબહેન**

શરીર ઉપર ન્હાતી વખતે ખૂબ નહિ ઘસવાથી કે પછી ડીલને સાફ કરતી વખતે બરાબર શરીર ઉપર રૂમાલ ન ઘસવાથી રૂંવાટી થઇ જાય છે. તમે હંમેશા તેલનું માલીસ કરી ખૂબ ઘસશો તો રૂંવાટી ઓછી થતી જશે. ન્હાયા પછી પણ ખૂબ રૂમાલ અથવા જાડા કપડા વડે શરીર ઘસીને લૂછવું. બહાર જતાં કાંડા સુધીની લાંબી બાંયનો કબજો પહેરવો ને હાથે પગે મોજાં પહેરવાં. ફ્રોક–ચડ્ડી ન પહેરતાં સાડી-ચણીઓ પહેરવાં. એથી રૂંવાટી દેખાશે નહિ ને બહાર જવાની મુશ્કેલી ઓછી થશે.

*

મારી દીકરીના માથામાં લીંખો ખુબ થઇ છે, ને જૂંઓ પણ ઘણી થઇ છે, ને આખો દીવસ વલુર્યા કરે છે. ખૂબ ઓળવા છતાં જૂઓ ને લીંખો ઓછી થતી નથી. એ માટે ઉપાય સુચવશો. **—નાથીબહેન**

નાની દીકરીઓ ને મોટી બહેનોએ માથું હમેશાં સાફ રાખવું જોઈએ. માથામાં ખોડો થાય તેમાંથી લીંખો થાય ને જૂઓ થાય એટલે વાળમાં રોગ જેવું લાગે. વાળને છાશથી ધોઈ નાખવાથી ખોડો જતો રહેશે. ગોળના પાણીથી વાળ ધોવા, કાંસકાથી વાળ ઓળવા ને પછી ન્હાઇને વાળ સુકવી નાખ્યા પછી લીલાવાળ હોળી ગૂંચો ઉકેલી નાખી, વાળ સુકાવા દેવા. તે પછી માથામાં લીંબોળીનું તેલ ઘસવાથી લીખો ને જૂઓ ઝીણી કાંસકીથી વાળ ઓળવાથી નીકળી જશે.

*

# સ્ત્રી-જગત  સમાચાર

ઇટાલીમાં ફ્રેંચ મોરોક્કન સૈનિકોને લઈ જતી સૈન્યવાહક ટ્રેનમાં એક અતિ કરૂણ અને સભ્ય જગતને શરમાવે તેવો બનાવ થોડા વખત પર બનવા પામ્યો હતો. બનાવની વિગત ઇટાલીયન સમાજવાદી પત્ર 'આવાન્ટી'ના જણાવ્યા પ્રમાણે એવી છે, કે આ સૈનિકોની ટ્રેનમાં પાંચ બહેનો પોતાનાં બાળબચ્ચાં સાથે મુસાફરી કરતી હતી. રોમ પહોંચવાની લગભગમાં એ ટ્રેનના મોરોક્કન સૈનિકોએ એ બહેનો પાસે અસભ્ય માગણી કરી હતી, પરંતુ એમાંની ચાર બહેનોએ તે માગણીનો પ્રતિકાર કર્યો હતો. પરંતુ એ 'જંગલી' સૈનિકોએ એમની અસભ્ય માગણી નકારનાર ચારે બહેનોને એમનાં બચ્ચાં સાથે ચાલતી ગાડીએ ગાડી બહાર ફેંકી દીધાં હતાં. આમાંની એક બહેન એના મૃત બાળક સાથે ગાડીના પાટાની નજીકથી મરેલી હાલતમાં મળી આવી હતી. બીજી એક સ્ત્રી અને એક બાળક હોસ્પીટાલમાં ગુજરી ગયાં છે, જ્યારે એક મહિલા હજી રોમની સાનસીગોવાની હોસ્પીટાલમાં સારવાર લઇ રહી છે.

*

થાણુદેવળીના એક અધિકારીના યુવાન પુત્રે એક સાત વર્ષની બાળકી ઉપર બળાત્કાર કરવાના સમાચારે હોહા મચાવી છે.

*

જાણીતાં અમેરિકન લેખિકા મીસ પર્લ બક અમેરિકામાંની ઇન્ડીઆ લીગમાં જોડાયાં છે.

*

થોડા વખત પર સુરતના નર્સિંગ હોમમાંથી ગુમ થયેલ બાળક અમદાવાદમાં મળી આવ્યાનું કહેવાય છે.

*

સુરતના સૌ. હસુમતી દેસાઇએ ગાંધી જયંતિ પ્રસંગે 'સંત ચરણે' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો છે અને તેની આવક 'કસ્તુર બા સ્મારક ફંડ'માં જશે.

*

વડોદરા આર્યકન્યા વિદ્યાલયની વડોદરાની આર્યબાલા સભાની વાર્ષિક મહોત્સવ અંગે વકતૃત્વ હરિફાઈ થનાર છે.

*

ઘાટકોપરમાં શ્રી. નર્મદા બહેન ટ્રસ્ટમાંથી રૂ. ૫૧૦૦૦ ઘાટકોપર ગુરુકુળ હાઈસ્કુલને શ્રી.વાડીલાલ ચત્રભુજ ગાંધીએ ભેટ આપ્યા

*

શાહપુર (થાણા) મહીલા સમાજના વાઇસ પ્રેસીડેન્ટ શ્રી. ઉર્મિલા ત્રિવેદીએ કસ્તુરબા ફાળામા લગભગ બારસો રૂપિયા એ તાલુકાની ગુજરાતી સ્ત્રીઓમાથી ઉઘરાવ્યા અને કલકત્તામાં ગુજરાતી સ્ત્રીઓમાથી સૌ. સૌદામીની મહેતાએ બાર હજાર ઉઘરાવ્યા.

*

નાગપુરની ૧૮ વર્ષની એક હિંદી યુવતીએ વિમાની દળમાં જોડાવા યુદ્ધ ખાતાને અરજી કરી છે.

*

ભાવનગર મહિલા વિદ્યાલયના મકાનનું ખાત મુહુર્ત ભાવનગરના મહારાણી સાહેબ શ્રી. વિજયકુંવરબાના હસ્તે થયુ. મકાનનું ખર્ચ ભાવનગર સ્ટેટ આપનાર છે.

*

શ્રીનગરમાં એક ખૂબસુરત બલુચી યુવતીએ પોતાની સાથે કુસ્તી કરી ચીત્ત કરનાર યુવાન સાથે લગ્ન કરવાની જાહેરાત કરી છે.

*

અમરેલી મહિલા ઉદ્યોગગૃહને પચાસ હજાર રૂપિયાની મદદ મળી

કચ્છ માંડવીમાં મહિલા વિકાસગૃહ શરૂ કરવાની તજવીજ ચાલે છે.

# સ્ત્રીઓની સર્વોત્તમ શકિતની દવા



# લોધ્રા

પ્રદર, લોહીવા, અનીયમીત અટક વ
ગર્ભાશયનો મોજો, કમરનો દુખાવો,
વીગેરે અનેક રોગોની અકસીર દવા,

આ દવાના સેવનથી ઘણી
સ્ત્રીએ માતા થવાનું
સુખ મેળવ્યું છે. માટે તમે
દવા ચાલુ કરી ભાગ્યશાળી
થાવ

PRODUCT
KESARI
KUTEERAM LTD.

એજન્ટ ·

## ડી. એમ. વોરા

બટન, ઘડીયાળના પટા, મનીપર્સ
વગેરેના જથાબંધ વેપારી.

લક્ષ્મીપુરી : કોલ્હાપુર

સોલ ડીસ્ટ્રીબ્યુટર :

## જી. મોહનલાલ

૧૬૪૦, ગાંધીરોડ અમદાવાદ

સ્ટોકીસ્ટ

મનુભાઇ જમનદાસ સંઘવી
ત્રણ દરવાજા, અમદાવાદ

પ્રકાશક : મનુભાઇ લલ્લુભાઈ જોધાણી . સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ પાચકુવા અમદાવાદ
મુદ્રક · મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ પાચકુવા દરવાજા બહાર, અમદાવાદ